ભા ક્ષ .: વર્ષ ૨ જું. પુ. ૧૦ .: કુલ પુ. ૨૦

# મયોધ્યા ઓહિયાં

"કૃપા કરી હવે મને હજ કરવા જવા દ્યો. અહીં રૈયતને મોઢું દેખાડવું ભારે કલંકરૂપ લાગે .આ પ્રમાણે જો કંપની મુલકો પચાવી પાડવાનું જ રાખશે તે થોડાજ સમયમાં મારો બાકીનો મુલક પણ છીનવી લેવામાં આવશે એમ મને છે." (પૃ ૨૨)



"અમે અયોધ્યા રાજ્યના નવાબ અને તેના ઓની ચાલીસ ચાલીસ વર્ષ સેવા કરી છે તેનું ક ખાધું છે; તે હવે હરામ કરવા બીજા કોઇની નહિજ કરીએ." (પૃ. ૬૫)

ાનુ કાર્યાલય: અમદાવાદ

# ગ્રાહકોને સૂચના

## નવા વર્ષનું લવાજમ વી. પી. થી

(૧) આ પુસ્તક મળે નવા વર્ષનું લવાજમ રૂા. ૨—૦—૦ જેઠ વદ ૧૦ તા. ૧૦ મી જુન સુધીમાં મ. ઓ થી* અથવા ટીકીટથી અથવા રૂબરૂ મોકલી આપવા વિનંતિ છે. વી. પી. કરાવવા કરતાં આ રીતે મોકલવાથી ત્રણચાર આનાનો ફાયદો થશે તે તરફ આપનું ધ્યાન ખેંચું છું. સગવડ ખાતર ચાલુ વર્ષનો ગ્રાહક નંબર અવશ્ય જણાવશો.

(૨) તે મુદત સુધીમાં જેમનું લવાજમ નહિ મળ્યું હોય તેમને આ પછીનું એટલે આ વર્ષનું છેલ્લું પુસ્તક વી. પી.થી રવાના થશે જેનો કુલ ખર્ચ રૂા. ૨—૫—૦ આવશે. જે ગ્રાહકનું વી. પી. પાછું વળશે તે એના ખર્ચના ૦—૩—૦ ત્રણ આનાની ટીકીટ મોકલશે ત્યારે જ છેલ્લું પુસ્તક તેને મળશે. (હવે વી. પી.એ પોસ્ટ ઑફિસમાં ત્રણ જ દિવસ રહી શકે છે તે દરેક ગ્રાહક ધ્યાનમાં રાખે.) માટે

(૩) જેમને ત્રીજા વર્ષના ગ્રાહક રહેવું ન હોય તેમણે અમને તે મુજબ તા. ૧૦ મી સુધીમાં લખી જણાવવું જેથી તેમને આ પુસ્તક વી. પી થી ન મોકલાતાં સાદા બુકપોસ્ટથી મોકલાય.

(૪) સ્થાનિક ગ્રાહકોએ પોતાનું લવાજમ કાર્યાલયમાં ભરી જવું.

(૫) પરદેશના ગ્રાહકોને વી. પી. થતાં નથી તેમણે નવા વર્ષના લવાજમ માટે પોસ્ટલ ઓર્ડર મોકલી આપવો અથવા બીજી વ્યવસ્થા કરવી.

આશા છે દરેક ગ્રાહક આ સંબંધી વિચાર કરી ઘટતું કરવા લખી જણાવશે.

વ્ય વ સ્થા પ ક
सरस्वती ग्रन्थमाला

---

* મ. ઓ. કરો તો કૂપન ઉપર સ્પષ્ટ અક્ષરે તમારું નામ તથા શિરનામું ચૂકશો નહિ લખશો. ખૂણામાં, सरस्वती ग्रन्थमाला માટે, એમ લખશો.

सरस्वती ग्रन्थमाला :: वर्ष २, पु० १० :: कुल पु० २१

# અયોધ્યા ઓહિયાં!

યાને

## કંપની સરકારની દગલબાજી!

લેખક

છગનલાલ નથુભાઈ જોષી



પ્રકાશક

પ્રસ્થાન કાર્યાલય

અમદાવાદ

૧૫ આના

સંચાલક અને પ્રકાશક
રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી : પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે અમદાવાદ



# અનુક્રમણિકા



મુદ્રક : ચીમનલાલ ઇશ્વરલાલ મહેતા. વસંત મુદ્રણાલય : ઘીકાંટારોડ : અમદાવાદ
પહેલી આવૃત્તિ : જેઠ '૮૭

# નિવેદન

**માળાના ગ્રાહકોને**

માળાનું આ બીજા વર્ષનું ૧૦ મું પુસ્તક છે. આ પુસ્તક સાથે કુલ ૬૫૬ પૃષ્ઠ અપાયાં, નીચે પ્રમાણે :

| | | |
|---|---|---|
| પુ૦ ૧-૨-૩ | વીરની હાકલ ભા. ૧ | ૨૨૦ |
| ૪ | દારૂનિષેધ અને સ્વરાજ | ૮૦ |
| ૫ | ગાંધી-કૂચ [ આલ્બમ ] | ૬૪* |
| ૬ | બારડોલીની હિજરત | ૪૮ |
| ૭ | પૂજારીને પગલે | ૮૦ |
| ૮ | ધોરસદની વીરાંગનાઓ | ૪૦ |
| ૯ | લાલ ટોપી | ૫૬ |
| ૧૦ | અયોધ્યા ઓહિયાં | ૬૮ |

એટલે આવતું પુસ્તક લગભગ ૪૮ થી ૬૪ પૃષ્ઠનું આપવામાં આવશે અને તે પુસ્તક આ વર્ષનું છેલ્લું પુસ્તક હોવાથી, આવતા એટલે ત્રીજા વર્ષનું લવાજમ એ પુસ્તક વી. પી. થી મોકલી વસૂલ કરવામાં આવશે. ( વી. પી. માટેની વિશેષ સૂચનાઓ માટે જુઓ પૂંઠું પૃ. ૨ )

*

છેલ્લા બાર મહીનામાં આપણે એક મહાન ધર્મયુદ્ધ લડયા. એ યુદ્ધમાં માળાએ પણ યથાશક્તિ પોતાનો ફાળો આપ્યો છે એ સૌ જાણે છે. ચાલુ વર્ષનાં પુસ્તકોમાંથી 'વીરની હાકલ' તથા 'ગાંધી કૂચ-આલ્બમ' અને પહેલા વર્ષનાં પુસ્તકોમાંથી '૧૮૫૭' [ બળવાની બીજી બાજુ ] બ્રિટીશ સરકારે જપ્ત કર્યાં છે. અને બ્રિટીશ સરકારે જ્યારે માળાનાં ત્રણ પુસ્તકો જપ્ત કર્યાં ત્યારે વેસ્ટર્ન ઈંડિયા સ્ટેટ્સ એજન્સીને પણ પરાક્રમ કરવાનું મન થઈ આવ્યું અને તેણે પણ પહેલા વર્ષનાં ત્રણ પુસ્તકો : (૧) વીર વલ્લભભાઇ (૨) અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ અને (૩) ક્રાન્તિ જપ્ત કર્યાં. આમ માળાનાં છ પુસ્તકો જપ્ત કરી સરકારે માળાની યોગ્ય કદર કરી છે.

---

* આલ્બમમાં પાનાં છે તો ૪૦, પણ ચિત્રો આર્ટ પેપર વગેરે ગણતરીમાં લેતાં ૬૪ ગણ્યાં છે.

હજી લડત પૂરી થઈ નથી. આ સંધિકાળ ચાલે છે. કોને ખબર કાલે શું થશે? એટલે આવતે વર્ષે માળામાં કયાં કયાં પુસ્તકો બહાર પડશે તે કાંઈ જ કહી શકાય એમ નથી. ગ્રાહકોને એટલું જ કહી શકું કે આ વર્ષે જેમ આપણા રાજકીય ધ્યેયને અનુરૂપ આવે એવું સાહિત્ય આપવામાં આવ્યું છે તેમ આવતે વર્ષે પણ પરિસ્થિતિને અનુકૂળ સાહિત્ય જ આપવામાં આવશે.

*

ઘણા ગ્રાહકોને ગાંધી-કૂચ આલ્બમ મળ્યું નથી અને પછી તો તે જપ્ત થયું. એટલે આલ્બમને બદલે બીજું એક પુસ્તક આપવાનું અમે જણાવ્યું હતું. પણ હવે સંધિ થઈ છે એટલે આલ્બમ પાછું મેળવવા અમે સરકાર સાથે પત્રવ્યવહાર કરી રહ્યા છીએ. જો મળશે તો તો ગ્રાહકોને સીધી નકલ મળી જશે; નહિ મળે એમ નક્કી જ થશે તો તે પછી એક પુસ્તક મોકલી આપીશું.

'આલ્બમ' ટપાલ ઑફિસમાંથી ઊપડી ગયા પછી પુસ્તકો ગ્રાહકોને પહોંચાડવાની ખૂબ મુશ્કેલી અમને લાગવા માંડેલી. 'બારડોલીની હિજરત' પણ રખેને અટકાવે તો? 'બોરસદની વીરાંગનાઓ' પણ અટકાવે તો? એટલે એ પુસ્તકો પહોંચાડવા માટે અમારે જુદી જુદી વ્યવસ્થા કરવી પડી હતી અને એને પરિણામે કેટલાક ગ્રાહકોને કોઈ કોઇ પુસ્તક નથી પણ મળ્યું એવી ફરિયાદ અમને મળી છે. પણ ઉપરોક્ત સંજોગોમાં એ અનિવાર્ય હતું એ ગ્રાહકો જોઈ શકશે અને ઉદારભાવે એ ત્રુટિઓ નભાવી લેશે એવી આશા રાખું છું.

અંતમાં, આ વર્ષ તો હવે એક પુસ્તક પછી પૂરું થશે. ગ્રાહકોને વિનંતિ છે કે આ બે વર્ષ દરમિયાન જે મીઠી નજર તેમણે માળા પ્રત્યે રાખી છે તેવી જ મીઠી નજર હવે પછી પણ તેઓ ચાલુ રાખે, ગ્રાહક તરીકે ચાલુ રહે અને પોતાના મિત્રમંડળમાં એનો પ્રચાર કરવા બનતું કરે.

પ્રકાશક

# અયોધ્યા ઓહિયાં

અયોધ્યાનો ઇતિહાસ હિંદુધર્મ જેટલો જ પુરાણો અને પવિત્ર છે. શ્રી રામચંદ્રજીના પુણ્ય નામસ્મરણની સાથે જ આ અયોધ્યાની પ્રાચીન જાહોજલાલી દરેક હિંદુ સમક્ષ ખડી થાય છે. રામાયણકાળમાં ત્યાં ધનધાન્યની રેલછેલ હતી, પ્રજાને યોગ્ય રીતે ન્યાય મળતો હતો, જનસમાજની સુખાકારી ઘણી જ સારી હતી, નાની વયે કોઇ મરણ પામતું નહિ. પણ રામાયણકાળનો અયોધ્યાનો ઇતિહાસ આલેખવાનો અત્રે ઉદ્દેશ નથી.

અયોધ્યા પ્રાંત એટલે મહાતપસ્વી પર્વતરાજ હિમાલય અને પતિતપાવની ગંગામૈયા વચ્ચેનો વિશાળ પુનિત પ્રદેશ. તેનો વિસ્તાર લગભગ ચોવીસ હજાર ચોરસ માઇલ જેટલો છે, અને તેની વસ્તી અઢારમી સદીમાં યે ૫૦ લાખ જેટલી ગણાતી હતી. એટલે કે અયોધ્યાનું રાજ્ય ફ્રાંચ કે જર્મનીના તળપદ રાજ્ય કરતાં નાનું ન કહેવાય.

રામાયણકાળ પછી અયોધ્યાના ઇતિહાસમાં શા શા મહત્ત્વના ફેરફાર થયા તેની ઐતિહાસિક માહિતી ઘણી જ થોડી મળે છે. પણ એટલું તો ચોક્કસ છે કે બારમી સદીમાં મુસલમાનોના હાથમાં કનોજ ગયું ત્યારથી અયોધ્યામાં યાવની રાજ્ય શરૂ થયું. સામાન્ય રીતે અયોધ્યાનો સુબો દિલ્હીના બાદશાહનો નામનો યે ખંડિયો

રાજા ગણાતો હતો. હિંદમાં ઇસ્ટ ઇંડિયા કંપની સ્થપાઇ ત્યારે અયોધ્યામાં આ જાતની રાજ્યપદ્ધતિ ચાલી રહી હતી.

ઇતિહાસનો કોઇ વિદ્યાર્થી પૂછે કે "કંપનીએ વધુમાં વધુ જુલમ અન્યાય કયા પ્રાંતમાં વરસાવ્યા ?" તો ઇતિહાસનો અભ્યાસી તરત જ ઉત્તર આપશે કે "અયોધ્યા પ્રાંતમાં." એક કે બીજું બહાનું બતાવી કંપની બહાદૂરે અયોધ્યા પ્રાંતમાંથી હજારો સૈનિકો અને લાખો રૂપિયા પડાવ્યા છે. કંપની બહાદૂરની તિજોરીનું તળિયું દેખાવા લાગે કે તરત તેની ખાઉધરી લાલ આંખ અયોધ્યાના રાજ્ય ઉપર પડી જ છે. ન્યાય કે અન્યાય જોયા સિવાય, હરકોઇ પ્રકારે, જુલમ વાપરીને પણ, અને કોઇકોઇ વખત યુક્તિપ્રયુક્તિથી તે નવાબને ફસાવતી અને મોટી મોટી રકમો ઓકાવતી. કંપની બહાદૂરનો જ અમલદાર મેજર બર્ક લખે છે:

> "કંપનીએ અયોધ્યા પ્રાંત સાથે પ્રથમ સંબંધ બાંધ્યો ત્યારથી માંડીને અયોધ્યા પચાવી પાડવામાં આવ્યું ત્યાંસુધીમાં કંપનીએ ઓછામાં ઓછા ૭૫ કરોડ રૂપિયા અયોધ્યાના રાજાઓ પાસેથી ઓકાવ્યા છે."

એ કેવી રીતે બન્યું તે આગળનાં પ્રકરણોથી સ્પષ્ટ સમજાશે.

# પ્રકરણ ૧ લું

## શુજાઉદ્દૌલા પર સવાર

વાંચનાર એ તો જાણે જ છે કે ઇ. સ. ૧૪૫૭માં લૉર્ડ કલાઇવે દગોફટકો રમી પ્લાસીની લડાઇમાં જીત મેળવી અને તે બંગાળાના રાજાનો રાજા બન્યો. મીર કાસીમ આ સમયે બંગાળાનો રાજા હતો. જો બંગાળાનો રાજા કલાઇવના કહ્યામાં ન રહે તો તેને ગાદી પરથી ઉઠાડી મૂકવાની સત્તા કલાઇવના હાથમાં હતી. આ સત્તાની રૂએ કલાઇવે જ્યારે મીર કાસીમને ગાદીભ્રષ્ટ કર્યો ત્યારે તે અયોધ્યાના રાજા શુજાઉદ્દૌલાને શરણે ગયો. પણ કમભાગ્યે, ઈ. સ. ૧૭૬૪માં બકસરની લડાઇમાં કંપની બહાદૂરે શુજાઉદ્દૌલા અને મીર કાસીમને સખત હાર ખવરાવી. ત્યારથી શુજાઉદ્દૌલા અને અયોધ્યાની અવળી દશાનાં બીજો રોપાયાં.

લડાઇને પરિણામે, શુજાઉદ્દૌલા તથા કંપની બહાદૂર વચ્ચે 'યાવચ્ચંદ્રદિવાકરૌ' સુધી મિત્રતાના કોલકરાર થયા. કંપની સાથે મૈત્રીનો સંબંધ બાંધવા શુજાઉદ્દૌલા ભાગ્યશાળી થયો તે માટે કંપનીને તેના ખર્ચ પેટે ૫૦ હજાર પાઉંડ (સાડા સાત લાખ રૂપિયા)નો ચાંલ્લો શુજાઉદ્દૌલાએ કર્યો. એટલું જ નહિ પણ ભવિષ્યમાં જો વજીર શુજાઉદ્દૌલા કંપનીના લશ્કરનો ઉપયોગ કરે તો તે લશ્કરનું અસાધારણ ખર્ચ વગેરે આપવું એવી કબૂલાત થઇ. શુજાઉદ્દૌલા

આફતમાં આવી પડયો હતો, તેને કંપની બહાદૂરના શબ્દ પર ભરોસો હતો, તેથી તે કંપનીના શબ્દોનો ભાવ કળી શકયો નહિ. આમ કંપની બહાદૂર ૫૦ હજાર પાઉંડ રોકડા મેળવીને જ સંતોષ ન પામી, પણ ભવિષ્યમાં અસાધારણ લશ્કરી ખર્ચના આશરા હેઠળ, વધારે ચૂસવાની બારી પણ સાથે સાથે ઉઘાડી મૂકી.

'યાવચ્ચંદ્રદિવાકરૌ' મિત્રતાના કોલકરારને ભાગ્યે જ ત્રણ વર્ષ પૂરાં થયાં હશે ત્યાં તો શુજાઉદ્દૌલાને વધુ નિર્માલ્ય બનાવવાની યુક્તિઓ કંપનીના અમલદારોએ યોજી કાઢી. કંપનીના અમલદારો શુજાઉદ્દૌલાના ખાનગી કાગળો ફોડવા લાગ્યા અને તેમણે ગપગોળા ચલાવ્યા કે શુજાઉદ્દૌલા કંપની સામે લડવા માટે મોટું લશ્કર તૈયાર કરી રહ્યો છે!

થઇ રહ્યું. કંપની બહાદૂર તો લાગ શોધ્યા જ કરતી હતી. આ વાતમાં કશું તથ્ય ન હતું છતાં કંપનીએ શુજાઉદ્દૌલાને ૩૫,૦૦૦ કરતાં વધુ લશ્કર અયોધ્યામાં ન રાખવાની ફરજ પાડી. શુજાઉદ્દૌલાએ પોતાના જાતભાઇ મૈસુરના રાજા હૈદરઅલીને મદદ ન કરી અને કંપની બહાદૂરને નિમકહલાલ રહ્યો તેનું તેને આ ફળ મળ્યું! ઇ. સ. ૧૭૭૨માં શુજાઉદ્દૌલાએ હૈદરઅલીના ઉશ્કેરણી ભરેલા કાગળના જવાબમાં જે ઉદ્‌ગારો કાઢયા છે તે વાંચવાથી આપણને ખાતરી થશે કે શુજાઉદ્દૌલા કંપનીની સામે લડવા ઇચ્છતો ન હતો પણ પ્રસંગ આવ્યે કંપનીને મદદ કરવાની તૈયારી કરતો હતો. આ રહ્યા તે ઉદ્‌ગારોઃ

"... જે મોટા લશ્કર અને ધનસંપત્તિની વિપુલ સામગ્રીની વાતો તમે સાંભળી છે તે સઘળું લશ્કર અને સંપત્તિ તો ઇસ્ટ ઇંડિયા કંપનીના દુશ્મનો સામા ઝઝૂમવા મેં એકત્ર કરેલાં છે."

આ કાગળ અયોધ્યાના રેસિડંટે વાઇસરૉયને પણ મોકલ્યો હતો છતાં તેની સામેનો આરોપ ઊભો ને ઊભો રહ્યો અને તેને લશ્કર ઘટાડવાની ફરજ પાડવામાં આવી. આમ અયોધ્યા પરની પરતંત્રતાની બેડીનાં બંધ વધુ મજબૂત બન્યાં.

આ પ્રમાણે અયોધ્યાના રાજા પાસેથી અઢળક નાણું કઢાવીને તેમજ તેનું લશ્કરી બળ ઘટાડીને જ કંપની જંપે એમ નહતું. એ લોભી નગુણી કંપનીના મોંમાં પાણી ભરાવા લાગ્યું અને રફતે રફતે અયોધ્યા પ્રાંતમાંથી કેટલાક કિલ્લાઓ પચાવવાનું મન થયું. અગાઉ શુજાઉદ્દૌલાએ, પોતે પચાસ લાખ રૂપિયા કંપનીને ભરે ત્યાં સુધી ખોળાધરી તરીકે જે ચુનારનો કિલ્લો આપ્યો હતો, તે કિલ્લો રૂપિયા ભરાઈ જવા છતાં પાછો આપવાની કંપનીએ આનાકાની કરવા માંડી, અને અયોધ્યાને મરાઠાઓના ત્રાસમાંથી બચાવવાનું બહાનું કાઢી ચુનાર અને અલ્હાબાદ વજીર પાસેથી પડાવી લીધા. મરાઠાની ધાડ, જો આવે તો, દક્ષિણ કે પૂર્વ દિશા તરફથી આવવાની હતી; જ્યારે ચુનાર અને અલ્હાબાદ તો પૂર્વ અને ઉત્તરમાં આવેલા છે! પણ જ્યાં 'બળિયાના બે ભાગ' અને 'પોલું દેખ કે ઘૂસ જાના' એ ન્યાયે કારભાર ચાલી રહ્યો હોય ત્યાં ગમે તેવાં બહાનાંઓ પણ ન્યાયપુરઃસર જ ગણાય એ સ્વાભાવિક છે.

આ બધું 'યાવચ્ચંદ્રદિવાકરૌ' મૈત્રી થયેલી હતી છતાં છ વરસમાં બન્યું. શુજાઉદ્દૌલા મુંઝાયો અને ગવર્નર–જનરલ હેસ્ટિંગ્સની મુલાકાતે ગયો.

પણ હેસ્ટિંગ્સને પૈસાની ક્યાં ઓછી ભૂખ હતી? એની સ્થિતિ પણ કફોડી જ હતી. "કંપનીની તિજોરી તદ્દન ખાલી થઇ ગઇ હતી, ખુદ હેસ્ટિંગ્સનો પગાર પણ ચઢી ગયો હતો, લશ્કરને પણ પગાર ચૂકવાયો ન હતો. પાક બગડવાથી ખેડૂતો કંપનીનો

મુલક છોડી નાસભાગ કરી રહ્યા હતા. અને આવી સ્થિતિમાં કંપનીએ પાંચ લાખ પાઉન્ડ તાબડતોબ વિલાયત મોકલવાનો હુકમ મોકલ્યો." યુરોપના લોકો તો હિંદુસ્તાનને સોનાનું ઝાડ જ માનતા હશે એમ લાગે છે. કંપનીના વડા લંડનથી લખતાઃ "ઉદાર ભાવે રાજ્ય ચલાવો, અને ખૂબ પૈસા અત્રે મોકલ્યા કરો." "આજુ-બાજુનાં રાજ્યો સાથે ન્યાય અને નમ્રતાથી વર્તો, અત્રે નાણાંની થેલીઓ ભરી ભરીને મોકલ્યા કરો!"

આવી સ્થિતિમાં હેસ્ટિંગ્સ પણ શુજાઉદ્દૌલાનું દુઃખ જાણવા છતાં શું મદદ કરી શકે?

ઊલટી, પોતાને નાણાંભીડ હતી તે મટાડવા માટે શુજાઉદ્દૌલાનો ઉપયોગ થઇ શકે એમ હોય તો કરવાનો તેને વિચાર આવ્યો. હેસ્ટિંગ્સને નાણાં જોઇતાં હતાં અને શુજાઉદ્દૌલા પાસે નાણાં હતાં એટલે તે મિત્રભાવે કેમ કઢાવી શકાય તેની જ પેરવીમાં તે રમવા લાગ્યો.

હેસ્ટિંગ્સે હવે પોતાની જાળ પાથરવા માંડી. તેણે બંગાળાના નવાબ પાસેથી નાણાં પડાવ્યાં, અને મોગલ સમ્રાટ પાસેથી કોરા અને અલ્હાબાદ પરગણાં પડાવ્યાં. પણ આ પરગણાંમાં રાજ્ય ચલાવી તેમાંથી નાણાં ઊભાં કરવાં એ સહેલું કામ નહોતું. તેથી શુજાઉદ્દૌલાને આડુંઅવળું સમજાવી ૫૦ લાખ રૂપિયા લઇ એ બે પરગણાં શુજાને પધરાવ્યાં. એ પધરાવતી વખતે એવી શરત કરવામાં આવી હતી કે આ વેચાણ થયેલા જિલ્લા બદલ ભવિષ્યમાં કોઇ પણ પ્રકારની વધારાની માગણી કરવામાં આવશે નહિ અને તે જિલ્લા પર અયોધ્યા નરેશની જ કુલ સત્તા રહેશે. પણ 'ગરજ સરે કે વૈદ્ય વેરી' એ ન્યાયે ઇ. સ. ૧૮૦૧માં શુજાઉદ્દૌલાના પુત્ર પાસેથી જ આ વેચાણ કરેલા પ્રાન્તો કંપનીએ પાછા ઝૂંટવી લીધા.

આમ કંપની શુજાઉદ્દૌલાને નીચોવ્યા કરતી હતી. શુજા આ દાવપેચ કળી ગયો પણ તે અસહાય થઇ પડયો હતો. તેની લશ્કરીસામગ્રી ઘટી ગઇ હતી. હવે તેની આંખ ઊઘડી. તેણે જોયું કે તેના પોતાના રાજ્યના રક્ષણને માટે પણ તેને અંગ્રેજ લશ્કરની દયા પર આધાર રાખવો પડે છે. વળી કંપની તો પોતાનું લશ્કર વધાર્યે જ જતી હતી અને તેના ખર્ચનાં નાણાં શુજાઉદ્દૌલાને આપવા પડતા હતા!

આથી છેવટે તેણે ઇ. સ. ૧૭૭૩માં કંપની પાસેથી કબૂલાત કરાવી લીધી કે અંગ્રેજ લશ્કરના ખર્ચ પેટે દર મહિને રૂપિયા ૨ લાખ અને ૧૦ હજાર કરતાં એક પાઈ પણ તે વધારે આપશે નહિ.

પણ જે હમેશાં 'કલદાર'નું જ રટણ કર્યા કરે છે તે કયે દિવસે પોતાનાં વચનો પાળે છે? રોહિલા લડાઇમાં અયોધ્યાને મદદ કરવાનું બહાનું બતાવી વધારાના ૫૦ લાખ રૂપિયા ઓકાવવા કંપની ચૂકી નહિ!

આમ એક કે બીજા બહાના હેઠળ કંપનીએ કરોડો રૂપિયા શુજાઉદ્દૌલાની હકુમત દરમિયાન પડાવ્યા.

# પ્રકરણ ૨ જું

## અસફઉદ્દૌલાનો ભોગ

શુજાઉદ્દૌલા ઇ. સ. ૧૭૭૫માં મરણ પામ્યો, અને તેનો પુત્ર અસફઉદ્દૌલા અયોધ્યાની ગાદી પર આવ્યો. નવો વારસ ગાદી પર આવે અને આ વેપારી કંપની પોતાની સત્તા અને ધન વધારવાની સોનેરી તક ગૂમાવે એ કદી બને ખરું ? રામરામ ભજો !

શુજાઉદ્દૌલ્લા સાથે થયેલી શરતો 'યાવચ્ચંદ્રદિવાકરૌ' હોવા છતાં કંપની તે બાબત ગળી ગઈ અને કહેવા લાગી કે એ શરતો તો શુજાઉદ્દૌલાની હયાતિ પૂરતી જ હતી ! અને પહેલે જ ધડાકે લશ્કરી ખર્ચ પેટે લેવાતી ૨ લાખ અને ૧૦ હજારની રકમમાં ૫૦ હજારનો ઉમેરો કરવામાં આવ્યો. એટલું જ નહિ પણ આ વધારાની રકમ અસફઉદ્દૌલા કદાચ આપી ન શકે તે માટે કંપનીએ અયોધ્યાના રાજ્યના ટુકડા કરી દર વરસે ૭૦ લાખની ઉત્પન્નવાળો બનારસ જિલ્લો ખોળાધરી તરીકે પડાવી લીધો.

આટલું કરીને જ કંપની અટકી નહિ. એણે આખું હિંદુસ્તાન કેમ પડાવ્યું હશે એ ભેદનીતિનો ખ્યાલ કરાવતી પદ્ધતિ હવે તેણે ગ્રહણ કરી. અયોધ્યામાં અંગ્રેજ લશ્કર કેટલું રાખવું, કોરાહ અને અલ્હાબાદ પ્રાંતોનો વહીવટ અયોધ્યાના વજીરના હાથમાં કેટલો

વખત રાખવો, તે સઘળું નક્કી કરવાની કુલ સત્તા પણ, નવા કોલકરાર કરી પોતાને હસ્તક કરી લીધી.

આમ કુલ સત્તા પોતાને હસ્તક કરી લીધા પછી, લાગ જોઈ જેમ વાણિયો લેણદાર પૈસા ન આપી શકે એવી સ્થિતિમાં હોય ત્યારે દમ ભરાવી પૈસા માટે તગાદો કરે છે અને તેની જંગમ મિલકત પર પોતાની આંખ રાખે છે, તેમ કંપનીએ હવે શુજાઉદ્દૌલાના વખતના કહેવાતા લેણાની રકમ તાકીદે ચૂકવી દેવાના તગાદા કરવા માંડયા. અને એ રકમ પણ નાનીસૂની ન હતી—માત્ર દોઢ કરોડ રૂપિયા! અસફઉદ્દોલા પાસે આટલી નાણાંની સગવડ નહતી. તે મૂંઝવણમાં પડયો. અંગ્રેજ અમલદારોએ તેની સ્થિતિ ભારે કફોડી કરી મૂકી હતી. વળી કંપનીએ ભલામણ કરી હતી કે રાજ્યના હિસાબ અને વજીરના ખાનગી ખર્ચના હિસાબ જુદા જુદા રાખવા. વજીર ખાનગી ખર્ચ માટે મુકરર કરેલ રકમ કરતાં વધુ રકમ ખર્ચી ન શકે એમ જાહેર કર્યું અને એ હિસાબ પર દેખરેખ રાખવાની સત્તા અંગ્રેજ રૅસિડન્ટને સોંપવામાં આવી.

આમ અયોધ્યા પ્રાન્તની લગભગ કુલ સત્તા કંપનીએ હસ્તગત કરી લીધી અને અસફઉદ્દૌલા તો માત્ર નામનો જ રાજા થઇ પડયો. તેના અમલ દરમિયાન એટલે ઇ. સ. ૧૭૭૪થી ૧૭૮૩ સુધીનાં દશ વર્ષમાં કંપનીએ તેની પાસેથી ૨ કરોડ ૩૦ લાખ રૂપિયા કઢાવ્યા હતા. પછી તેની તિજોરીનું તળિયું દેખાય એમાં શી નવાઇ!

આ બધી બાબત કંપનીના અમલદારોની જાણ બહાર ન હતી. ખુદ ગવર્નર–જનરલ હેસ્ટિંગ્સે કંપનીના ડાયરેક્ટરને લખ્યું હતુંઃ

"વજીરના માનીતા અને વિશ્વાસુ નોકરોને બરતરફ કરી લશ્કરી અને મુલકી ખાતામાં ઘણાખરા ગોરા

અમલદારોની નિમણૂંક કરવામાં આવી છે. તેમના મોટા મોટા પગાર, પેનશન અને બીજી હાજતો પૂરી પાડવામાં વજીરની સર્વ માલમત્તા ખર્ચાઇ ગયેલ છે. સમસ્ત પ્રજામાં આપણા તરફ ઇર્ષા અને અણગમો પેદા થયેલ છે."

ટૂંકમાં, કંપનીને માલૂમ પડી ગયું હતું કે અયોધ્યાની દૂઝણી ગાય હવે તદ્દન ધરડી જેવી થઇ છે અને કાયમને માટે વસૂકી ગઇ છે. આવી ગાયને જીવતી રાખવામાં કંઇ લાભ ન હતો, પણ અયોધ્યાને ખાલસા કરવાની કંપનીમાં તે વખતે હિંમત નહોતી; અને વધારામાં, દૂઝણી ગાય આમ અકાળે વસૂકી જાય એ પણ કંપનીને પાલવે એમ ન હતું. એ ચાણાક્ય અમલદારોએ આ ગાયમાં ફરી કંઇક લોહી ભરાય એટલા માટે ઇ. સ. ૧૭૮૫માં થોડીક છૂટછાટ મૂકી.

આ દરમિયાન વૉર્ન હેસ્ટિંગ્સની જગ્યાએ વાઇસરૉય તરીકે લૉર્ડ કૉર્નવૉલિસની નિમણૂંક થઇ હતી. આવતાં વેંત જ તેણે જોઇ લીધું કે જો અયોધ્યાના વજીરને અંગ્રેજ રેસિડન્ટ અને અંગ્રેજ અમલદારોના પંજામાંથી છોડવામાં નહિ આવે, જો તેની પાસેથી વસૂલ કરવાની ખંડણીની રકમ નિશ્ચિત કરવામાં નહિ આવે, તો અયોધ્યા પ્રાંત તદ્દન ઉજ્જડ થઇ જશે અને કંપની પોતાનો નિમકહલાલ સાથી ગુમાવશે. તેથી કૉર્નવૉલિસે તરત જ જાહેર કર્યું કે અસફઉદ્દૌલા પાસેથી લશ્કર પેટે જે ખંડણી વધારીને રૂ. ૭૬ લાખ કરવામાં આવી છે, તે ઘટાડીને લશ્કરનું જે ખર્ચ આવે છે તેટલી જ ખંડણી—રૂ. ૫૦ લાખ જ લેવી. વળી અંગ્રેજ રેસિડન્ટ તથા બીજા ગોરા અમલદારો નવાબ પાસેથી ભેટ કે લાંચના સ્વરૂપમાં જે લાખો રૂપિયા કઢાવતા હતા તે રિવાજ બંધ કરાવવા તેણે ડાયરેકટરોને લખી નાંખ્યું અને લખનૌમાં રહેતા રેસિડન્ટને અયોધ્યાની આંતર-રાજયવ્યવસ્થામાં જરા પણ માથું ન મારવા ખાસ ફરમાન કાઢયું.

હવે ભાર જરા હળવો થયો હતો. અયોધ્યાના મોં પર ફરીથી પાછી લાલી આવવા લાગી. રાજ્ય કૈંક થાળે પડયું. કંપનીના ૫૦ લાખ રૂપિયા પણ નિયમસર ચૂકવાવા લાગ્યા અને બધે સલાહ સંપ અને શાન્તિનું સામ્રાજ્ય સ્થપાઇ ગયું. થોડા વખતમાં અયોધ્યા ફરી સમૃદ્ધ થયું.

એ પછી કૉર્નવૉલિસની બદલી થઇ અને તેની જગ્યાએ સર જૉન શોર આવ્યો. તે સમયે કંપનીનું રાજ્ય ધીમે ધીમે આગળ વધતું જતું હતું અને પોતાની સત્તા મક્કમ રીતે જમાવવા માટે મોટા લશ્કરની જરૂર હતી ખરી, પણ તેને નિભાવવાની ધનસંપત્તિ તેની પાસે ન હતી. ધૂર્ત રાજ્યકર્તાઓએ ચાણાક્યનીતિ ફરી શરૂ કરી પ્રપંચ રમવા બાજી ગોઠવવા માંડી. મોટું લશ્કર તો રાખવું જ, પણ તેનો ખર્ચ 'દિલોજાન મિત્રો' પાસે 'અગાધ પ્રેમસંબંધ'ના નાતે કઢાવવાની પેરવી તેમણે કરવા માંડી. એક ગોરી પલટણ તથા બે દેશી પલટણ અયોધ્યાના નવાબના માથા પર નાખી. આ પલટણોનું વાર્ષિક ખર્ચ સાડા પાંચ લાખ રૂપિયા થવા જતું હતું.

પણ અસફઉદ્દૌલાએ લૉર્ડ કૉર્નવૉલિસની સાથે થયેલા તાજા કોલકરાર પર આધાર રાખી જાહેર કર્યું કે હું એક પણ કોડી ઠરાવ કરતાં વધારે આપનાર નથી ! બસ પત્યું. કંપની બહાદૂર સામે માથું ઊંચકનાર એ અસફઉદ્દૌલા કોણ ? રોષથી કંપની બહાદૂરની આંખ લાલઘૂમ થઇ અને અસફઉદ્દૌલાને આવી ઊંધી સલાહ આપનાર તેનો મુખ્ય પ્રધાન 'જહુલાલ' છે એમ ખબર પડતાં તેને અયોધ્યા પ્રાંતમાં જ, અસફઉદ્દૌલાની મરજી વિરુદ્ધ, નજરકેદ કર્યો અને જોરજુલમથી અસફઉદ્દૌલા પાસેથી દર વરસે સાડા પાંચ લાખ રૂપિયા કઢાવ્યા !

કંપનીના આ જોહુકમી અને સ્વમાનભંગ કરતાં પગલાંથી

અસફઉદ્દૌલાને એટલો બધો આઘાત થયો કે તરત જ તે પથારીવશ થઇ પડયો અને તેનું જીવતર એટલું તો ખારું થઇ પડયું કે માંદગી વખતે પણ દવા લેવાની તેણે ચોખ્ખી ના જ પાડી. મરણ પથારી પર પડયો પડયો તે કહેતો કે " જેનું હ્રદય ભાગી ગયું છે તેને બચાવવાનું એકે ઓસડ નથી." થોડા માસ પછી, કંપનીનાં દુષ્કૃત્યોને તિરસ્કારતો તિરસ્કારતો અસફઉદ્દૌલા આ ફાની દુનિયા ત્યજી ચાલ્યો ગયો.

આમ કંપની બહાદૂરના જાલીમ જુલમોએ અયોધ્યાના એક નવાબનો ભોગ લીધો.

# પ્રકરણ ૩ જું

## 'મને હજ કરવા જવા દો'

અસફઉદ્દૌલાના મરણ બાદ તેનો પુત્ર વઝીરઅલી અયોધ્યાની ગાદીએ બેઠો. ગવર્નર-જનરલે વઝીરઅલીનો નવાબ તરીકે સ્વીકાર પણ કર્યો. પણ થોડા વખત પછી સર જૉન શોરને ખબર પડી કે વઝીરઅલી કરતાં અસફઉદ્દૌલાના ભાઈ સાદતઅલીને જો અયોધ્યાની ગાદી આપવામાં આવે તો કંપનીને ઘણો મોટો લાભ થવાનો સંભવ છે. એટલે ખુદ ગવર્નર-જનરલ શોર બનારસ જઈ સાદતઅલીને મળ્યો અને ખાનગી મસલત કરી. ખાનગી રીતે બધી શરતો કબૂલ કરાવી લીધા બાદ કંપની બહાદૂરે 'રીતસર' તપાસ કરી જાહેર કર્યું કે વઝીરઅલી અસફઉદ્દૌલાનો સાચો પુત્ર નથી તેથી તેને ગાદી પરથી પદભ્રષ્ટ કરી અયોધ્યાની ગાદી ખરા વારસ સાદતઅલીને આપવામાં આવે છે. આમ ૧૭૯૮માં દગા ફટકા રમીને સાદતઅલીને ગાદી આપવામાં આવી.

'ગરજુને અક્કલ હોતી નથી' એ ન્યાયે ગાદી મેળવવા માટે સાદતઅલીએ અયોધ્યા રાજનું ગુલામીખત લખી આપ્યું. રૂપિયા અને રૂપિયાથી ગંધાઈ ઊઠતી શરતો વાંચીને ઉપરના ગુલામી ખતની વાચકને પૂરેપુરી ખાતરી થશે. સાદતઅલીને ગાદી મળી

તેના બદલામાં તેની પાસેથી અંગ્રેજ સરકારે જુદા જુદા બહાના હેઠળ નીચે પ્રમાણે થેલીઓ પડાવી હતી :

| | | |
|---|---|---|
| (૧) | અસફઉદ્દૌલા લશ્કર પેટે દર વરસે જે ૫૬ લાખ રૂપિયા આપતો તેને બદલે હવે આપવા નક્કી થયું | ૭૬ લાખ |
| (૨) | અલ્હાબાદનો કિલ્લો સમરાવવાનું ખર્ચ | ૮ „ |
| (૩) | ફતેહગઢનો „ „ „ | ૩ „ |
| (૪) | ગાદી અપાવવાની કંપનીની દલાલી | ૧૨ „ |
| (૫) | વઝીરઅલીનું વરખાસન | ૧૫ „ |
| | | ૧૧૪ લાખ |

એમ બધા મળીને સાદતઅલીને એક કરોડ અને ચૌદ લાખ રૂપિયા કાઢવા પડ્યા, એટલું જ નહિ પણ તે ઉપરાંત અલ્હાબાદ અને ફતેહગઢનો સંપૂર્ણ કબજો પણ કંપનીને સોંપવો પડ્યો. આટલું જાણે ઓછું હોય તેમ અયોધ્યા પાસેથી દોઆબ પ્રાંત શી રીતે પડાવવો તે બાબતની લખાપટી રેસિડન્ટ અને સર જૉન શોરે ચલાવવા માંડી.

અયોધ્યા સરકારની તિજોરી તળિયાઝાટક કર્યા પછી તે કંપનીની સામે કદી પણ માથું ન ઊંચકે એ હેતુથી ત્યાં જે દેશી લશ્કર હતું તેને રજા આપી તેને બદલે અંગ્રેજ લશ્કર રોકવા માટે રેસિડન્ટે વખતોવખત દબાણ કરવા માંડ્યું.

આમ કંપની બહાદૂર ઉઘાડેછોગ જુલમો ગુજારી રહી હતી. પણ તેને બ્રિટીશ પાર્લામેન્ટની બીક રહેતી હતી. હેસ્ટિંગ્સે હિંદમાં જે જુલમો ગુજાર્યા હતા અને તેને લીધે પાર્લામેન્ટમાં તેના ઉપર કામ ચાલી તેની જે વલે થઇ હતી તે ધ્યાનમાં લઇ પોતાના જુલમો પાર્લામેન્ટમાં જાહેર ન થાય એ હેતુથી કંપની બહાદૂરના

નોકર સિવાય બીજા એક પણ ગોરાને અયોધ્યા પ્રાંતમાં રહેવાની છૂટ આપવામાં આવી ન હતી !

આ અરસામાં સર જૉન શોરની બદલી થઇ અને તેની જગ્યાએ હિંદ સામ્રાજ્યનો પાયો નાંખનાર માર્કિવસ ઑફ વેલેસ્લીની ગવર્નર–જનરલ તરીકે નિમણૂંક થઇ. બધાં જ દેશી રાજ્યોની લશ્કરી સત્તા કંપનીના જ હાથમાં રહે તેવી દાનતથી તેણે 'સહાયકારી લશ્કરી પદ્ધતિ'નું નવું તૂત ઊભું કર્યું. એ તૂતનો પહેલો ઉપયોગ અયોધ્યામાં કરવાનું નવા ગવર્નર–જનરલે બીડું ઝડપ્યું.

આગલા બધા કોલકરારો રદ કરીને માર્કિવસ ઑફ વેલેસ્લીએ તો અયોધ્યાના રક્ષણાર્થે નવાબના ખર્ચે લશ્કરી ટુકડીઓ ગોઠવવા માંડી. અયોધ્યાના નવાબ માટે આ ગજા ઉપરાંતનો બોજો હતો અને એ જોઇને જ તે તો તાજૂબ થઇ ગયો. ૧૩,૦૦૦ કરતાં વધુ લશ્કર કંપની કદી અયોધ્યામાં નહિ રાખે અને રાખે તો તેને નભાવવાનો વધારાનો ખર્ચ નવાબ પર નાંખવામાં નહિ આવે એવી ૧૭૯૮માં કરેલી શરત આમ ત્રણ વર્ષમાં જ—૧૮૦૧માં અંગ્રેજોએ ફોક કરી નાંખી. સાદતઅલીએ અગાઉ નક્કી કર્યા મુજબ ૭૬ લાખ રૂપિયા આપ્યા પણ તેથી વેલેસ્લીને સંતોષ થયો નહિ.

હવે સાદતઅલી અંગ્રેજ લશ્કરનાં કરતૂકોથી અને પ્રપંચથી પૂરેપુરો વાકેફગાર થઇ ગયો હતો. જે અંગ્રેજ ટુકડીઓ રોહિલા લડાઇ વખતે દુશ્મન સાથે ભળી જવાના સંદેશા ચલાવી રહી હતી, જે અંગ્રેજ લશ્કરોએ અયોધ્યાના ફળદ્રૂપ પ્રદેશને વેરાન કરી ગરીબ ખેડૂતો પર અસહ્ય ત્રાસ વર્તાવ્યો હતો, જે અંગ્રેજ લશ્કરે અસંખ્ય ગામડાંઓ ભાંગી ત્યાં લૂંટફાટ ચલાવી હતી, તે જ અંગ્રેજ લશ્કરોને, અયોધ્યાના ખર્ચે, અયોધ્યાના જ નવાબની ઇચ્છા ઉપરવટ

જઈને, લશ્કરમાં વધારવામાં આવે તે સાદતઅલીથી કેમ સાંખી શકાય? જો કંપનીની ઇચ્છા મુજબ અયોધ્યામાં અંગ્રેજ લશ્કર ગોઠવાય અને દેશી લશ્કરને રજા આપવામાં આવે તો તેની અસર પ્રજા ઉપર કેવી થાય? લોકો તો એમ જ માને ને કે અયોધ્યામાં ખરી સત્તા સાદતઅલીની નહિ પણ કંપની સરકારની જ ચાલે છે અને તેથી રૈયત નવાબના હુકમનો અનાદર કરવા પ્રેરાય તો તેમાં શી નવાઈ!

આ સ્થિતિમાં સાદતઅલીએ એક ઘણી જ લાગણીભરી અરજી વેલેસ્લીને કરી અને તેમાં તેની ખુશામત પણ કરી. 'કંપનીની કીર્તિ કયામતના દિન સુધી અમર રહો' એમ પણ તેણે અરજીમાં લખ્યું હતું.

પણ આ તૂંડમિજાજી ઉદ્ધત અંગ્રેજ અમલદારો ગરીબ નમ્ર લોકો તરફ ન્યાયથી ક્યારે વર્તે છે કે સાદતઅલી સાથે વર્તે? પગે પડનારને તો તેઓ એડીથી જ ચગદી નાંખવાનું પસંદ કરે છે; પણ નિડરતાથી સામે થનારને માન આપવામાં તેઓ કદી ચૂકતા નથી. તેથી જ્યારે સાદતઅલીની ખુશામત ભરેલી અરજી મળી ત્યારે વેલેસ્લીએ અંગ્રેજ પ્રજાને છાજતો જ નીચેનો જવાબ આપ્યો:

> "નવાબનો કાગળ હલકટતાથી ભરેલો છે એટલું જ નહિ પણ તેણે જે માન બ્રિટીશ વડા અમલદારને આપવું જોઇએ તે માન – તે મર્યાદા કાગળમાં જાળવેલ નથી. જો આમ સાદા કાગળના ટુકડા પર બ્રિટીશ રાજ્યના ન્યાય અને માનને ધક્કો લાગે એવું લખવાનું તે યોગ્ય ધારે છે એમ અમને ખાતરી થશે તો એના ઘટતા ઈલાજ લેવામાં આવશે."

આ તો સાચે જ 'ચોર કોટવાલને દંડે' એવી વાત થઈ પડી. ઉદ્ધતાઇ ભરેલો કાગળ લખનાર જ ઘેટા જેવા નમ્ર નવાબને ધમકાવવા બેઠો!

ગવર્નર-જનરલને તો પોતાનું ધાર્યું કરવા માટે બહાનું જ જોઇતું હતું. એટલે થોડા મહિના વીતી ગયા પછી ઇ. સ. ૧૮૦૧ના જાન્યુઆરીની ૨૨ મી તારીખે તેણે સાદતઅલીને અયોધ્યાની ગાદી છોડી દેવા માટે અથવા તો વધુ લશ્કરના ખર્ચ પેટે રાજ્યનો અર્ધો ભાગ કંપનીને સોંપી દેવા માટે હુકમ કર્યો. આ હુકમમાં આનું કારણ લખતાં તે ખુલાસો કરે છે:

"રાજ્યને બહારના દુશ્મનોથી બચાવવા માટે તેમજ રાજ્યમાં આંતરવ્યવસ્થા જાળવવા માટે, રાજ્યનો થોડોક ભાગ નવાબ અને તેના કુટુંબને માટે અલાયદો રાખી, રાજ્યની મુલકી તથા લશ્કરી તમામ સત્તા કંપનીને સોંપી દેવામાં નહિ આવે ત્યાંસુધી અયોધ્યાનો થતો નાશ કોઇ પણ રીતે રોકી શકાય તેમ નથી."

આ હુકમ વાંચી સાદતઅલી તો દિગ્મૂઢ જ બની ગયો. તેની આંખે અંધારાં આવવા લાગ્યાં અને ભૂતકાળ તેની દૃષ્ટિ આગળ ખડો થયો. ભયંકર તાંડવનૃત્ય કરતા અને પ્રલય માટે વિકરાળ રૂપ ધારણ કરેલા ક્રૂર કપટી અંગ્રેજ અમલદારોની પ્રચંડ મૂર્તિઓ તેની કલ્પનામાં ખડી થવા લાગી. આ સ્વપ્નમાંથી જાગીને તેણે જૂના દસ્તાવેજો, હકપત્રો વગેરે જોવા માંડયું. તેની આંખમાંથી અશ્રુધારા વહેવા માંડી. પોતાના બાપદાદાઓએ અલ્હાબાદ અને કોરા પ્રાંત ખરીદવા માટે કંપનીને ૫૦ લાખ રૂપિયા કરજદાર આપ્યા હતા અને તે પાછા નહિ જ લેવામાં આવે એવા તેનાં ઉપર કંપનીના અમલદારોના સહીદસ્કત હતા તે તેણે ધારી ધારીને જોયા અને તેના મનમાં સહેજ આશાનો સંચાર થયો. 'બસ, આ સહીદસ્કતવાળા દસ્તાવેજો ગવર્નર-જનરલને બતાવીશ' એવો તેણે નિર્ણય કર્યો.

તે ગવર્નર-જનરલને મળ્યો અને મૂળ શરતોનું તેને સ્મરણ

કરાવ્યું; પણ સ્વાર્થ હોય ત્યારે જેમ માણસ બહેરો થઈ શકે છે, આંધળો થઇ શકે છે, તેમ યાદદાસ્ત વિનાનો પણ થઈ શકે છે. નવાબના કાલાવાલા, આજીજી, વિનંતિ કશું ચાલ્યું નહિ અને ૧ કરોડ અને ૩૫ લાખની ઉત્પન્નવાળો ફળદ્રૂપ પ્રદેશ કંપનીને આપવો જ પડશે એમ છેવટનો જવાબ તેને મળ્યો. આ સાંભળીને તેનું ગળું ભરાઈ આવ્યું અને તેણે આર્દ્ર સ્વરે જણાવ્યું:

"કૃપા કરી હવે મને હજ કરવા જવા દો. અહીં મારી રૈયતને મોઢું દેખાડવું ભારે કલંકરૂપ લાગે છે.......આ પ્રમાણે જો કંપની મુલકો પચાવી પાડવાનું ચાલુ જ રાખશે તો થોડા જ સમયમાં મારો બાકીનો અર્ધો મુલક પણ છીનવી લેવામાં આવશે એમ મને લાગે છે."

અને તેની આ ભવિષ્યવાણી ખરી જ પડી હતી.

વેલેસ્લીના ભાઇ હેત્રી વેલેસ્લી અને અયોધ્યાના રેસિડન્ટે સાદતઅલીને ખૂબ સમજાવ્યો અને ખાતરી આપી કે, જે બાકીનો ભાગ સાદતઅલી પાસે રહેશે તેના રાજ્યવહીવટમાં હવે કશી ડખલગીરી કંપની બહાદૂર નહિ કરે. ખુદ માર્કિવસ ઑફ વેલેસ્લીએ લેખિત ખાતરી આપી કે, રેસિડન્ટ નવાબની સત્તાને અનુમોદન આપનારાં પગલાં ભરવાના પ્રયત્ન કરશે અને ગવર્નર-જનરલની પરવાનગી મેળવ્યા સિવાય, રાજ્યની આંતરવ્યવસ્થામાં જરા પણ ડખલ કરશે નહિ અને રેસિડન્ટ બનતાં સુધી રાજ્યની આંતર-વ્યવસ્થામાં રાજાને અનુકૂળ થઇને જ રહેશે.

આવી સમજાવટથી આખરે ૧૮૦૧ના નવેંબરની ૧૪મી તારીખે દોઆબ મુલક કંપનીને સોંપી દેવાની શરત પર નવાબે સહી કરી.

આ પછી ૧૮૧૪ સુધી અયોધ્યાના રાજ્યમાં ખાસ જાણવા જેવા ફેરફાર થયા ન હતા. આ દરમિયાન અયોધ્યાનો નવાબ

કંપનીને તેની આફતમાં નાણું કે લશ્કરની મદદ કરતો હતો. જુદા જુદા પ્રસંગોએ મળેલી મદદ બદલ આભાર માનતાં વેલેસ્લી નવાબને લખે છે:

"ઘોડા અને ઢોર પૂરાં પાડવાની મારી વિનંતિને આપે જે ત્વરાથી સ્વીકારી તે સ્વત: સિદ્ધ કરી આપે છે કે, આપ નામદાર કંપની પ્રત્યે અત્યંત વફાદાર છો અને આપની દાનત નેક છે. સાચે જ આપની આ મદદથી હું આપનો ઘણો જ ઋણી થયો છું."

આમ ગરજ હોય ત્યારે ઋણસ્વીકારનો પત્ર લખવો અને ગરજ સરી કે પાછા છાતી પર ચડી બેસવું, એ અંગ્રેજની સનાતન નીતિ છે. સાદતઅલી આ બધું સમજી ગયો હતો, પણ નિરુપાય હતો અને તેથી મૂંગે મોઢે આ બધું સહન કરી લેતો. આખરે ૧૮૧૪ની સાલમાં સાદતઅલી મરણ પામ્યો અને તેની જગ્યાએ તેનો પુત્ર ગાઝુદ્દીન અયોધ્યાનો નવાબ બન્યો.

આ તરફ દોઢ કરોડ રૂપિયાની ઉત્પન્નવાળો દોઆબનો મુલક ડિરેક્ટર કે કાઉન્સિલની સલાહ લીધા સિવાય બળજબરીથી નવાબ પાસેથી ખૂંચવી લેવા બદલ માર્કિવસ ઑફ વેલેસ્લી ઉપર પાર્લામેન્ટમાં કેસ ચાલ્યો. પોલ અને ફિલીપ નામના પાર્લામેન્ટના બે સભ્યોએ તેની સખત ઝાટકણી કાઢી અને ઠપકાની દરખાસ્ત પણ પસાર કરાવી. પણ એટલામાં ઈંગ્લાંડને ફ્રાન્સ સામે લડાઇ ઊપડી અને પાર્લામેન્ટમાં નવી ચૂંટણી થઇ. આ ચૂંટણીમાં પોલ કે ફ્રીલીપ ફ્રાન્સિસ ચૂંટાઇ શકયા નહિ અને તેથી માર્કિવસના ભાઇ આર્થર અને હેન્રી વેલેસ્લીએ લાંચરૂશ્વત આપી દુશ્મનોને સમજાવી લીધા અને આ આખો કેસ જ ઉડાવી દીધો. આમ વેલેસ્લી ભૂંડાં કામો કર્યા છતાં શિક્ષામાંથી આબાદ છટકી ગયો.

## પ્રકરણ ૪ થું

### ગાઝુદ્દીનના સમયમાં

સાદતઅલીના વખતમાં જ અંગ્રેજોએ અયોધ્યાનું અધું રાજ્ય પડાવી લીધું હતું, એટલે ગાઝુદ્દીનને ગાદીએ બેસાડતી વખતે કંપનીએ કશી નવી શરતો કરી નહિ; પણ તેના પિતા સાથે જે તહનામાંઓ થયાં હતાં તે ફરી તાજાં કરવામાં આવ્યાં.

ગાઝુદ્દીન ગાદીએ આવ્યો ત્યારે તેની તિજોરી ભરેલી હતી. તેના પિતાના છેવટના કાળમાં, તેના રાજ્યનો અર્ધો ભાગ પડાવી લીધેલો હોવાથી, રેસિડન્ટની પજવણી ઘટી ગઈ હતી અને તેથી તેનો પિતા સારી બચત કરી શકયો હતો. આથી ગાઝુદ્દીનને ગાદી પર બેસતી વખતે નાણાંની તકલીફ ભોગવવી પડે એમ ન હતું.

આ પછી કંપની બહાદૂર સાથે તેના પિતાને ૧૮૦૧માં થયેલાં તહનામાંઓ તેણે તપાસ્યાં. એમાંની કેટલીક શરતો તેને સંદિગ્ધ લાગવાથી તેણે ગવર્નર–જનરલને રીતસર કાગળો લખી કંપની અને અયોધ્યાના રાજ્યના હક્ક ચોક્કસ કરાવી લીધા. તેમાં નીચેની વિગતો ગાઝુદ્દીને સ્પષ્ટ કરાવી લીધી :

(૧) જેટલા મુલક પર મારા પિતા રાજ્ય કરતા હતા, તેટલા મુલક પર, મારા પિતાની માફક મારી સત્તા ચાલવી જોઈએ અને તેટલા મુલકમાંથી એક પણ પરગણું કે ગામડું

કોઇ પણ કારણસર કે કોઇ પણ કાળે છીનવી લેવામાં નહિ આવે અને એટલું રાજ્ય હું અને મારા વંશજો માટે 'યાવચ્ચંદ્રદિવાકરૌ' રહેશે;

(૨) અયોધ્યાના રાજાની રૈયત કે મારાં સગાંસંબંધી કે મિત્રોમાંથી કોઇ ગવર્નર-જનરલ પાસે મારી વિરુદ્ધ ફરિયાદ કરવા આવે અને તે પર જરા પણ લક્ષ આપવામાં આવે તે મારા હોદ્દાને નાનમ રૂપ છે. માટે હવેથી કોઇ પણ ફરિયાદી આવે તો અયોધ્યાના રાજા પાસે મોકલી દેવો. અમે અમારી અદાલતો રાખી છે અને ત્યાં જ યોગ્ય ન્યાય મળે એવું વાતાવરણ કેળવવામાં કંપની અમને મદદ કરશે."

આમ બન્ને મુશ્કેલીઓનું સમાધાન તેણે કરાવી લીધું અને કંપનીના અમલદારોએ કરી આપ્યું. અરે, એટલું જ નહિ પણ કંપની બહાદૂરે પોતાના તરફથી વધારામાં જાહેર કર્યું કે "બધાય સાર્વજનિક સમારંભોમાં નવાબને સ્વતંત્ર રાજા તરીકે જ માન મળવું જોઇએ ... અને આંતર-રાજ્યવ્યવસ્થામાં તેની સત્તા અમર્યાદિત હોવી જોઇએ."

આમ તહનામાં તો કરી નાંખ્યાં, પણ અંગ્રેજોની પૈસાની ભૂખ તો તેવી ને તેવી જ હતી. વળી હવે નવાબ પાસેથી એક રાતી પાઇ પણ મળે એમ ન હતું. એટલામાં જે બાણુ બેગમ પાસેથી વૉર્ન હેસ્ટિંગ્સે લાખો રૂપિયા પરાણે કઢાવ્યા હતા, તે મરણ પામી. આ બાણુ બેગમનો કાયદેસર વારસ ગાઝુદ્દીન હતો, પણ કંપનીએ જાહેર કર્યું કે "બાણુ બેગમના ખરા ટ્રસ્ટી તો કંપની છે." આમ કરી બાણુ બેગમની સ્થાવર જંગમ મળીને કુલે લગભગ ૧ કરોડ રૂપિયાની મિલકત હતી તે બધી મૂડી કંપની બહાદૂરે

તફડાવી લીધી–અલબત્ત, નવાબને પટાવવા ખાતર તેમાંથી થોડાક હજાર રૂપિયા તેને આપ્યા હતા ખરા, એમ સત્ય ખાતર કહેવું જોઇએ. આ ધોળા દિવસની ધાડના અન્યાય માટે ખરા વારસદારોએ બાબુ બેગમના વિલની નકલ સુદ્ધાં રજૂ કરીને, અનેક વાર અરજી કરી, પણ જ્યાં येन केन प्रकारेण તિજોરી ભરવા ખાતર જ ન્યાય થતો હોય ત્યાં શું પરિણામ આવે ? આખરે એ આખી રકમ અને તેનું વ્યાજ કંપની બહાદૂર જ હજમ કરી ગઈ.

એક વાર માણસ લોહભસ્મ ખાય કે પછી તેની ભૂખ કેટલી ઊપડે છે ? પછી તેની ભૂખ જ મટતી નથી, તેવું જ આ કંપની બહાદૂરનું હતું. એને રાજ્ય વધારવું હતું, રાજ્ય વધારવામાં મદદગાર થઇ પડે તેનાં ખીસ્સાં ભરવાં હતાં અને તે ઉપરાંત વિલાયતની કંપનીને તો નિયમિત દર વર્ષે અમુક રકમ મોકલવી જ જોઇએ. એટલે એનો ભૂખનો ખાડો તે કેમ કરીને પુરાય ?

ઈ. સ. ૧૮૧૬ થી ૧૮૩૫ દરમિયાન કંપનીએ નેપાલ અને બર્મા સાથે યુદ્ધો વહોરી લીધાં. એ બન્ને લડાઇઓમાં કરોડો રૂપિયાનો ધુમાડો થઈ ગયો હતો. અને એવડી મોટી રકમ કાઢવી ક્યાંથી એના રાત અને દિવસ લૉર્ડ હેસ્ટિંગ્સ અને લૉર્ડ આર્મહર્સ્ટને વિચાર આવ્યા કરતા હતા. આવા અણીના વખતે તેમને પાછી અયોધ્યાની તિજોરી સાંભરી આવી. જે તિજોરીએ તેમને અનેક વખતે ઉપકારો કર્યા હતા તે તિજોરી કદી ભૂલાય ખરી ? પણ અર્ધું રાજ્ય પડાવી લીધું હતું એટલે હવે દમદાટી દઇને વધુ રકમ લઇ શકાય એમ ન હતું, એમ પણ તેઓ સારી રીતે જાણતા હતા; તેથી નવાબને ઊંધુંચતું સમજાવીને, મોટા ભા કરીને, કટકે કટકે પાંચ વરસમાં બે કરોડ રૂપિયા લોન તરીકે પડાવ્યા.

લોન તરીકે ૨ કરોડ રૂપિયા લીધા તો ખરા, પણ તે પાછા આપવા ક્યાંથી ? એ રકમનો ચેક કાંઇ થોડો જ વિલાયતથી

આવે એમ હતું? એટલે હિમાલયની ડુંગરાળ પડતર જમીનવાળો કિરીંગર નામનો મુલક રૂપિયા એક કરોડની કિંમતે નવાબને પધરાવવામાં આવ્યો! આ મુલકમાં કશું ઉત્પન્ન થતું નહિ અને કદાચ જો કંઈ ઉત્પન્ન થતું તો તેનો કર જંગલી લોકો કદી આપતા નહિ. એટલે કિરીંગરમાંથી કશી કમાણી તો થતી જ નહિ; પણ ઊલટું, ત્યાં રાજ્ય ચલાવવા માટે ભારે ખોટમાં ઊતરવું પડતું હતું. આમ આ મુલક પર રાજ્ય ચલાવવું એ 'ખાતર પર દિવેલ' જેવી વાત થઈ પડી.

આમ બે કરોડ રૂપિયા જેવડી મોટી રકમ અયોધ્યા પાસેથી 'ઉછીતી' મળી તેથી કંપની તો રાજી રાજી થઈ ગઈ. તેણે ૧૮૨૫ અને ૧૮૨૬માં જે ઉપકારદર્શક કાગળો લખ્યા છે તે વાંચવાથી આ બરાબર સમજાય છે. ૧૮૨૫ના ઑક્ટોબરની ૧૪મી તારીખે, એક કરોડ રૂપિયાની લોન સ્વીકારતાં લૉર્ડ આર્મહર્સ્ટ લખે છે:

> "બર્માના યુદ્ધમાં લખલૂટ પૈસા રેડાયા છે. એવા કટોકટીના મામલામાં આપે કરોડ રૂપિયાની લોન આપી આપણી મિત્રતાનો સંબંધ વધારે તાજો કર્યો છે. ...આપની એ રકમ અમને ઘણી જ અમૂલ્ય થઇ પડી છે. અને હું આપને ખાતરી આપવા માગું છું કે, કંપનીનાં બધાં મિત્ર-રાજ્યોમાં આપનો નંબર સૌથી પહેલો આવે છે. કારણ કે બધાંય મિત્રરાજ્યો કરતાં વધારેમાં વધારે મદદ આપે જ કરી છે. ...ગમે તેટલો સમય વીતે અને ગમે તેવા સંજોગો બદલાય, પણ આપે જે અણીને પ્રસંગે મદદનો દયાળુ હાથ લંબાવ્યો છે તે કદી પણ બ્રિટીશ પ્રજા ભૂલી શકે એમ નથી."

૧૮૨૬ના જૂનની ૨૩મી તારીખે અર્ધા કરોડ રૂપિયાની પહોંચ સ્વીકારતાં તે લખે છે:

"ખરેખર, આપનો હું અત્યંત ઋણી છું—આપનો ખરા અંતઃકરણથી આભાર માનું છું. આ વખતે મારું દિલ હર્ષાનંદથી ભરાઇ આવ્યું છે અને ખુદા પાસે અરજ ગુજારું છું કે, ખુદા આપણા વચ્ચેનો મિત્રાચારીનો સંબંધ લાંબા કાળ સુધી કાયમ રાખો અને આપ આપની વંશોપાર્જિત ગાદી ઉપર ચિરકાળ સુધી રાજ્યઅમલ ચલાવો."

આમ ગરજ હોય ત્યારે નવાબની ખુશામત કરવામાં કંપનીના અમલદારો જરા યે પાછી પાની કરે એવા ન હતા. પણ અંદરખાનેથી તેઓ નીચ પ્રપંચો રમતા હતા. જ્યારથી માર્કિવસ ઑફ વેલેસ્લીએ જાહેર કર્યું હતું કે, અયોધ્યાનું રાજ્ય સુવ્યવસ્થિત રીતે ચાલતું નથી અને એનો વિનાશ થતો અટકાવવા માટે કંપનીએ લશ્કરી અને મુલકી સત્તા પોતાના હાથમાં લેવી જ જોઇએ, ત્યારથી જ અંગ્રેજ અમલદારો કહેવા લાગ્યા હતા કે, અયોધ્યાનો નવાબ જુલમી રાજા છે અને અયોધ્યાની પ્રજા પર ભારે કેર વર્તાવી રહ્યો છે. પોતાના સ્વાર્થ ખાતર આ જાતનાં જૂઠાણાં ફેલાવતાં એમને જરા પણ સંકોચ થતો નહિ.

આ રીતે એક બાજુ તેઓ અયોધ્યાના રાજાને બને તેટલો કાળો ચીતરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, ત્યારે સાચેસાચી વસ્તુસ્થિતિ જુદા જ પ્રકારની હતી.

૧૮૧૮ની પહેલી એપ્રિલના કાગળમાં લૉર્ડ હેસ્ટિંગ્સ અયોધ્યાના નવાબને લખે છે:

"મારી લખનૌથી ગોરખપુર સુધીની મુસાફરીમાં આપ મહારાજાધિરાજની રૈયતની આબાદી તથા ફળદ્રૂપ જમીન જોઇને અત્યંત સંતોષ પામ્યો છું, અને તે બદલ ખરેખર આપને શાબાશી ઘટે છે."

બિશપ હેલર ૧૮૨૪માં અયોધ્યા પ્રાંતમાં ખૂબ ફર્યો હતો. તે અયોધ્યા પ્રાંતનું વર્ણન કરતાં લખે છેઃ

" અયોધ્યા વિષે મેં જે સાંભળ્યું હતું તે પછી અયોધ્યા દેશની આબાદી અને ફળદ્રૂપતા જોઇ મને સાનંદાશ્ચર્ય થયું. જો ખરેખર અયોધ્યામાં જુલમ કે કેર જ વર્તી રહ્યો હોત તો મને લાગે છે કે આટલી બધી મોટી વસ્તી, શહેરો અને વિવિધ જાતના જામેલા ઉદ્યોગધંધા જામ્યા જ ન હોત."

એ બિશપ આગળ ચાલતાં એમની મુસાફરીનું વર્ણન લખતાં જણાવે છેઃ

"લખનૌ શહેર જોઇ મને ડ્રેસ્ડન શહેરની જાહોજલાલી યાદ આવી અને તેના રસ્તા જોઇ ઑક્સફર્ડના રસ્તા યાદ આવ્યા હતા."

બિશપ સાહેબ મુસાફરી કરતા હોય અને લોકસ્થિતિ જાણવા પ્રયત્ન ન કરે એમ તો બને જ કેમ? વળી એમને અંગ્રેજી રાજ્યનાં મૂળ ઊંડાં નાખવાં હતાં તેથી તેમણે રૈયતની લાગણીનું માપ કાઢવા રૈયતને પૂછ્યુંઃ

" અંગ્રેજનું રાજ્ય અયોધ્યામાં થાય તો રૈયતને સુખ મળે કે નહિ?" બિશપને જવાબ મળ્યોઃ "ના રે બાપ, ના. એ તો બકરૂં કાઢતાં ઊંટ પેસવાની વાત થઇ. એ તો ઊલમાંથી નીકળીને ચૂલમાં પડવા જેવું થાય. અમારે અંગ્રેજનું રાજ નથી જોઇતું. ...અમે દુઃખી છીએ, પણ ખુદા અમને બ્રિટીશ રાજના દુઃખમાંથી બચાવો."

ગાઝુદ્દીન રાજા વિષે લખતાં એ જ બિશપ લખે છેઃ

"રાજાના જેટલા સંબંધમાં હું આવ્યો છું તે પરથી મને લાગે છે કે રાજા ભારે વિદ્યાવિલાસી છે. પૂર્વ દેશની

ભાષાઓ અને તત્ત્વવિદ્યાનો તે ભારે શોખીન છે. અને રસાયનશાસ્ત્ર તથા યંત્રવિદ્યા પ્રત્યે તેનું આકર્ષણ ઘણું છે.''

આમ, અયોધ્યાનો રાજકારભાર સુવ્યવસ્થિત ચાલતો હોવા છતાં, પ્રજા પણ સંતોષી અને આબાદ હોવા છતાં, અને એ જ રાજ્ય પાસેથી કટોકટીના પ્રસંગે કરોડો રૂપિયાની મદદ મળી હોવા છતાં, તે વખતના નગુણા નોકરશાહી અમલદારો અયોધ્યાના રાજવહીવટને નિંદતાં જરા પણ શરમાયા નથી!

## પ્રકરણ ૫ મું

### ઇતિહાસનું કાળું પ્રકરણ

ગાઝુદ્દીન પછી તેનો દીકરો નુસરૂદ્દીન ગાદીએ આવ્યો. તે ઘણો જભલો અને પરોપકારી રાજા હતો અને સાચે જ ખુદાનો બંદો હતો. લૂલાં, આંધળાં, અપંગ, રક્તપિત્તીઆ અનાથ લોકોની રાજ્યમાં બરાબર સંભાળ લેવાય તે ઉદ્દેશથી તેણે ચાર ટકાવાળી કંપનીની ત્રણ લાખ રૂપિયાની લોન લીધી હતી. આ લોનમાંથી દર મહિને એક હજાર રૂપિયા રેસિડન્ટ સાહેબની દેખરેખ નીચે ખર્ચાતા હતા. ફંડ 'યાવચ્ચંદ્રદિવાકરૌ' રહે એ ધ્યાનમાં રાખીને ભવિષ્યના રાજા પણ એ ફંડમાં કશી ડખલ ન કરી શકે એવી વ્યવસ્થા તેણે કરી હતી.

અનાથની સંભાળ લેવા ઉપરાંત માંદાઓ માટે રાજ્યમાં ઠેરઠેર દવાખાનાંઓ ઉઘાડયાં હતાં. વળી તે ઘણો વિદ્યાવિલાસી હતો. લખનૌની મહાશાળામાં ભણતા વિદ્યાર્થીઓને તેના તરફથી દર મહિને ત્રણ હજાર રૂપિયા શિષ્યવૃત્તિ મળતી હતી. વળી પોતાના રાજ્યકુળમાં કોઇ ભાઇ કે બાઇ માણસને, ભવિષ્યમાં પણ, પોતાના મોભા પ્રમાણે ગૃહસ્થાશ્રમ ચલાવવામાં હરકત ન આવે તે હેતુથી ૬૨ લાખ ૪૦ હજાર રૂપિયા તેણે રેસિડન્ટને સોંપ્યા હતા. આ રકમના વ્યાજમાંથી રાજકુટુંબનાં દુઃખી માણસોને વર્ષાસન મળ્યા કરતું હતું. આ રકમ સોંપતી વખતે એવી શરત કરવામાં આવી

હતી કે, જે કુટુંબમાં પાછળથી કોઈ વારસ ન રહે તે કુટુંબ પૂરતી મૂળ રકમ રાજાને પાછી સોંપવી.

પણ લોભી કંપની પોતાના સ્વભાવ પર ઊતર્યા સિવાય રહે ? કંપનીએ થોડા વખત સુધી તો તેના કુટુંબનાં માણસોને વર્ષાસન આપ્યું, પણ પછી બંધ કરી દીધાં અને મૂળ ધીરેલી રકમ આખીયે વ્યાજ સાથે હજમ કરી ગઈ !

આમ એ રકમ તો એના વિશાળ ઉદરમાં સમાઇ ગઈ. અને વધારામાં એ ભલા, ઉદાર અને દુઃખીઆના બેલી નુસરૂદ્દીનને વગોવવામાં કંપનીએ જરા પણ આઘુંપાછું જોયું નથી. અંગ્રેજીમાં 'પૂર્વ દેશના રાજાનું ખાનગી જીવન' એ નામનું એક પુસ્તક બહાર પડયું છે તે આ ભલા રાજાને વગોવવા ખાતર જ. આ ન્યાય કેવો !

૧૮૩૭માં નુસરૂદ્દીન એકાએક મરણ પામ્યો. તેની હયાતિમાં તેણે બે છોકરાને દત્તક લીધા હતા. આમાંથી મોટા દીકરા ઉપર માનો પ્રેમ વધારે હતો તેથી તે રેસિડન્ટની રજા મેળવ્યા સિવાય જ ગાદી પર બેસી ગયો. પણ કંપની આવી સોનેરી તક એળે જવા દે એવી કયાં હતી ? તેને તો આ તકનો લાભ લઇ ભારે દાવ રમવો હતો. પણ આ દાવમાં નુસરૂદ્દીનનો દત્તક લીધેલો યુવાન દીકરો સોગઠી થવા તૈયાર ન હતો; તેથી નુસરૂદ્દીનની ગાદી તેના કાકા મહમદઅલી શાહને મળે એવી લખનૌના રેસિડન્ટે રમત ગોઠવી.

નુસરૂદ્દીનનું મરણ થતાં વેંત જ રાજ્યની તિજોરીઓ પર રેસિડન્ટે સીલ મરાવી દીધી અને રાજમહેલ પર દેખરેખ રાખવા માટે કેપ્ટન વેટર્નને નીમવામાં આવ્યો.

બીજે જ દિવસે, રાજમાતા તથા નવા રાજાને રેસિડન્ટે હુકમ ફરમાવ્યો કે પાંચ મિનિટમાં જ રાજમહેલ છોડી ચાલ્યા જાઓ ! આ હુકમને રાજમાતા તાબે થઇ નહિ એટલે તરત જ

રાજમહેલને જમીનદોસ્ત કરવા તેના ઉપર ગોળાઓનો વરસાદ વરસાવવામાં આવ્યો. આ છમકલામાં નવાબના પાંચસો માણસોના પ્રાણ હોમાયા. છેવટે રાજમાતા અને નવા રાજાને નજરકેદ કરવામાં આવ્યાં.

તે દિવસની કાળી મધરાતે રેસિડન્ટ અને તેના સાથીઓ મહમદઅલી શાહને બંગલે પહોંચ્યા. સવારે (૧૮૩૭, જુલાઇ ૧લી) જે માઠો બનાવ બન્યો હતો તેની ખબર તેને આપી અને વધારામાં વધામણી આપી કે તમને અયોધ્યાનું નવાબપદ એનાયત કરવામાં આવશે. પોતાને નવાબપદ મળવાનું છે એ જાણી તે તો ખુશ ખુશ થઇ ગયો. તે જ સમયે, ત્યાં ને ત્યાં, રાતોરાત, કંપનીએ તેની પાસે નીચેના ખત પર સહી કરાવી લીધી:

"હું સોગનપૂર્વક જાહેર કરું છું કે જો મને રાજગાદી સોંપવામાં આવશે તો ગવર્નર–જનરલ જે કોઇ શરતો કરશે તે પર મારું મતું મારી આપવા હું તૈયાર છું."

રેસિડન્ટ લૉએ વડી સત્તાને પૂછ્યા સિવાય આ જોહુકમી-ભરેલું પગલું ભર્યું હતું. ખુદ ગવર્નર–જનરલ લૉર્ડ ઑકલૅંડે પણ આ સામે પોતાની ઇતરાજી પ્રગટ કરી હતી. ૧૮૩૭ની ૧૧મી જુલાઇના ખરીતામાં તે લખે છે:

"જ્યાંસુધી સંપૂર્ણ હેવાલ ન મળે ત્યાં સુધી કર્નલ લૉનાં પગલાં ઉપર સવિસ્તર ટીકા થઇ શકે એમ નથી; પણ એટલું તો અત્યારે પણ કહી શકાય એમ છે કે નવા રાજા પાસેથી, આવી કટોકટીની ઘડીઓમાં બીનશરતી પરાધીનતાના કોલકરાર પર સહી કરાવી ન લીધી હોત તો હું વધારે રાજી થાત. આખાયે પ્રસંગમાં તદ્દન જુદો જ ભાવ નીકળી શકે તેવો સંભવ રહે છે."

આમ શરૂઆતના બનાવથી ગવર્નર–જનરલ સાહેબની જરા પ્રતરાજી થઇ હતી ખરી, પણ એકંદરે તેની નીતિ પણ સારી તો ન હતી જ. તેની દાનત પણ કાળી તો હતી જ તે નીચેના કોલકરારથી જણાઇ આવશે. ૧૮૩૭ના કોલકરારના મંગલાચરણમાં જ કંપનીએ જાહેર કર્યું:

> "અયોધ્યાના નવાબો પ્રજાના રક્ષણના કામમાં ઘણા જ પછાત રહ્યા છે, અને તેથી રાજ્યમાં જે અંધાધુંધી, અન્યાય અને જોહુકમી પ્રવર્તી રહેલ છે તેનો અપજશ બ્રિટીશ સરકારને માથે આવે છે. તેથી નવાબની ફરજ છે કે, તેણે પોતાનું લશ્કર વધારવા અને વ્યવસ્થિત કરવા તાકીદે પગલાં લેવાં જોઇએ. વધારામાં, તે લશ્કર કંપનીના તાબામાં રહેવું જોઇએ. વળી તે લશ્કરનો ઉપયોગ રાજ્યના કર ઉઘરાવવામાં કે રાજ્યની આંતરવ્યવસ્થા ચલાવવામાં ન થવો જોઇએ. તે લશ્કરના ખર્ચ પેટે ૧૬ લાખ રૂપિયા દર વર્ષે અયોધ્યાના નવાબે કંપની બહાદૂરને આપવા."

વાચકને યાદ હશે જ કે લશ્કરની વ્યવસ્થા બદલ દોઆબનો દોઢ કરોડની ઉત્પન્નવાળો મુલક કંપની બહાદૂરને ૧૮૦૧ની સાલમાં આપવામાં આવ્યો હતો જ. છતાં આ તક મળતાં તેમની દાઢ સળકી અને ખંડણીની વાત ફરી ઊભી કરી. તે સમયે જો રાજ્યમાં અંધાધુંધી ચાલતી હતી, લોકોનું રક્ષણ થતું ન હતું તો તેને માટે કંપની બહાદૂર જ જવાબદાર હતી; છતાં કંપનીએ નવાબને તેને માટે જવાબદાર જાહેર કર્યા અને નવાબને ૧૬ લાખનો વાર્ષિક ચાંલ્લો ચોંટયો.

આમ વાર્ષિક સોળ લાખ રૂપિયા લઇને જ કંપનીને સંતોષ થયો નહિ, તેને તો આખું અયોધ્યા હજમ કરી જવું હતું; એટલે

હવે તેણે નવાબના સીધા હક્કો પર પણ તરાપ મારવા માંડી. લૉર્ડ લૉએ એક ખરડો ઘડીને તેના પર સહી કરવા નવાબને મોકલ્યો. તેમાંની એક કલમ નીચે પ્રમાણે હતીઃ

"અયોધ્યા રાજ્યની મુલકી, પોલિસ અને ન્યાયખાતાની ચાલુ ખોડોનો સત્વર અંત લાવવા સારુ નવાબે રેસિડન્ટ સાથે મસલત કરી રાજ્યમાં જલદી સુધારા કરવા. આ સુધારાઓ બ્રિટીશ સરકારની ધારણા પ્રમાણે જો નવાબ ન કરે, તો રાજ્યમાં જ્યાં અરાજકતા કે જુલમ પ્રવર્તતાં હોય ત્યાં રાજ્યનો તેટલો ભાગ પોતાની સત્તા હેઠળ મૂકવાનો રેસિડન્ટને સંપૂર્ણ અધિકાર છે."

આખરે બિલાડીએ કોથળામાંથી દેખાવ દીધો. આ છેલ્લી કલમ પર સહી કરતાં નવાબે ભારે આંચકો ખાધો. તેણે પુછાવ્યુંઃ "અંધાધુંધી, અરાજકતા અને જુલમ એવા સર્વસામાન્ય શબ્દો છે કે તેનો અર્થ કરવામાં કેટલી મર્યાદા રખાશે કે છૂટ લેવાશે તે હું કળી શકતો નથી." પણ લૉર્ડ લૉએ જ્યારે તેને ખાતરી આપી કે "આપ નામદારના રાજ્યમાં તો આવું કાંઇ જ નહિ બને, માટે આપ શાન્તિ રાખજો" ત્યારે જ તેણે તે ઉપર અનિચ્છાએ, ગુંગળાતા હૃદયે અને થરથરતા હાથે સહી કરી. યથાકાળે સહી થયેલા કાચા કરારો પાકા થયા અને અયોધ્યા ઓહિયાં કરવાના શ્રીગણેશ મંડાયા.

અયોધ્યાના નવાબને પદભ્રષ્ટ કર્યાની, રાજમહેલને ગોળીઓથી ઉડાડી મૂકવાની, નવાબની બધી સત્તા છીનવી લેવાની, વચનભંગ કરીને ફરી લશ્કર પેટે ખંડણી લેવાની, વગેરે વાતો જ્યારે વિલાયત પહોંચી ત્યારે કંપનીનાં નર્યાં જુલમી કૃત્યો તરફ પ્રત્યેક સમજુ અંગ્રેજને ભારે ઘૃણા ઉત્પન્ન થઈ. તેથી ત્યાંનું વાતાવરણ એવું ઉગ્ર

બની ગયું કે ત્યાંની સરકારે ઑકલેંડ પર હુકમ છોડયો કે, ૧૬ લાખ રૂપિયાની ખંડણી તો નવાબ પાસે કોઈ પણ રીતે લઇ શકાય જ નહિ; માટે તે ખંડણીમાંથી નવાબને સત્વર મુક્ત કરો.

આ હુકમ અહીં આવ્યો એટલે ઑકલેંડ ભારે મૂંઝવણમાં પડયો. પોતાની મૂછ નીચી નમાવવી પડે એ કેમ પાલવે ! પણ આવે અણીને પ્રસંગે તેમની સદ્‌ગૃહસ્થને છાજે એવી ભાષાની નમ્રતા અને અંગ્રેજી વિવેક તેની મદદે આવ્યાં. તેણે ૧૮૩૯ના જુલાઇની ૯મી તારીખે મહમદઅલી શાહને લખી જણાવ્યું:

"આપ નામદાર ગાદીએ આવ્યા પછી, આપ નામદારે રાજ્યને પહેલાં કરતાં ઘણા જ સારા પાયા પર મૂકી દીધું છે. અને તેથી કંપની બહાદૂરના ડિરેકટરોએ મને ફરમાવ્યું છે કે 'મને યોગ્ય લાગે તો ૧૮૩૭ના કોલકરારમાંથી ખંડણીવાળી શરત રદ કરવી.' જેમ હમણાં ન્યાય, સમતા અને પ્રજાના કલ્યાણના ભાવથી પ્રેરાઇ આપ રાજ્ય ચલાવી રહ્યા છો એવી જ રીતે રાજ્ય ચલાવ્યા કરશો એવી આશા રાખું છું."

આમ મહમદઅલી શાહની ૧૬ લાખ રૂપિયાની ખંડણી માફ કરવામાં આવી. પણ રેસિડન્ટની ડખલ નીચે રહી કામ કરવું, તેને ખુશ રાખી રાજ્ય ચલાવવું તે તરવારની ધાર પર ચાલવા સમાન હતું.

મહમદઅલી શાહ બાહોશ રાજા હતો. તેને પ્રજાની આબાદાની માટે ખૂબ લાગણી હતી. તેણે ખેતીવાડીમાં ઘણા સુધારા કર્યા, વેપારને ઉત્તેજન આપ્યું, મુલકી લશ્કરી અને ન્યાયખાતામાં આવકારદાયક સુધારા કર્યા અને નિશાળો, મદ્રેસાઓ, દવાખાનાં,

ધર્મશાળા વગેરે સાર્વજનિક કામો ઠેરઠેર બનાવરાવ્યાં. આવા સુધારાઓથી રાજ્યની તિજોરી પાછી તર થવા લાગી. ખુદ રેસિડન્ટ લૉ પણ નવાબની વ્યવસ્થાશક્તિ જોઈ દિંગમૂઢ થઇ ગયો અને તેણે નવાબને કહી દીધું કે રાજ્ય ચલાવવા માટેની તમારી શક્તિ, દીર્ઘદૃષ્ટિ અને અનુભવ એવાં છે કે હવે બધી નાનીમોટી બાબતોમાં મારી સલાહ લેવાની કશી જ જરૂર નથી.

આમ તે અયોધ્યાના રાજ્યનો કારભાર વ્યવસ્થિત રીતે ચલાવતો હતો. રાજ્યની તિજોરી પાછી ભરાવા માંડી હતી, અને તેથી, જ્યારે જ્યારે કંપની સરકારને લડાઇના સમયમાં નાણાંની, માણસોની અને લશ્કરી સરંજામની જરૂર પડી હતી, ત્યારે ત્યારે નવાબે પોતાથી બને તેટલી મદદ હર વખતે કરી હતી. અફઘાન લડાઇમાં જ્યારે એલેનબરો પૈસાની ખૂબ ભીડમાં હતો અને અંગ્રેજ લશ્કર હારની અણી ઉપર હતું, કંપનીની સત્તા ડગુમગુ થવા લાગી હતી, ત્યારે તેણે જ કંપનીને ૧૦ લાખ રૂપિયાની મદદ કરી હતી. વળી નેપાલ યુદ્ધમાં જ્યારે અંગ્રેજોની હાર થવા લાગી હતી, જયારે કંપનીની લોનની કિંમત એકદમ ગગડી ગઇ હતી ત્યારે પણ આ ઉમદા નવાબે સ્વતંત્ર થવાનો કે માથું ઊંચકવાનો વિચાર પણ ન કરતાં, કંપની સરકારને માણસોની તથા ઘોડાઓની સારી મદદ કરી હતી.

આ ઉમદા નવાબ ૧૮૪૨માં મરણ પામ્યો અને તેની પછી તેનો દીકરો આજમઅલી શાહ ગાદી પર આવ્યો. તેની કારકીર્દિમાં કશો નવો બનાવ બન્યો ન હતો. તેણે પણ તેના પિતાની રાજનીતિ સ્વીકારી હતી. વળી જયારે યુરોપિયનોએ લખનૌમાં ખ્રિસ્તી દેવળ બાંધવા માટે જમીનની માગણી કરી ત્યારે તેણે તેમની વિનંતિને માન આપી જમીન આપી હતી; એટલું જ નહિ પણ તે દેવળ બાંધવામાં નાણાંની મદદ પણ કરી હતી. ઠગોને દાબી દેવામાં પણ તેણે સારી મદદ કરી હતી.

ટૂંકમાં, ઇતિહાસકારો કહે છે તેમ, આઝમશાહ અલીએ "પોતાના ચારિત્ર્યબળ, તથા બીજા ગુણોને લીધે પોતાની રૈયતનો, અંગ્રેજો સુદ્ધાંનો ચાહ સંપાદન કર્યો હતો."

ઇ. સ. ૧૮૪૭ના ફેબ્રુઆરીની ૧૩મી તારીખે તે મરણ પામ્યો અને તેના પછી તેનો દીકરો મહમદ વજીદ અલી શાહ તેની ગાદી પર આવ્યો. આ રાજાની હયાતીમાં કંપનીએ અયોધ્યા ખાલસા કર્યું. કેમ, તે આગળ જોઇએ.

---

## પ્રકરણ ૬ ઠું

### પ્રપંચજાળ

જેમ જેમ કંપનીનું રાજ્ય હિંદુસ્તાનમાં જામતું ગયું, અને જેમ જેમ કંપનીના રાજ્યનો વિસ્તાર વધતો ગયો, તેમ તેમ કંપનીના ડોળા અયોધ્યા ઉપર વધુ ને વધુ ફરવા લાગ્યા ગવર્નર–જનરલો અને રેસિડન્ટો નવા આવતા રાજાને વધુ ને વધુ ધમકાવવા લાગ્યા અને "તમે રાજ્ય બરાબર ચલાવતા નથી, રાજ્યમાં ખૂબ અંધાધુંધી અને અરાજકતા વ્યાપી ગયાં છે; મુલકી, લશ્કરી અને ન્યાયખાતામાં ખૂબ ગોટાળા થાય છે અને આમ રાજ્યમાં અંધેર ચાલતું હોવાથી પ્રજા ભારે નારાજ થયેલી છે" એમ તેઓ હર વખત, સહેજ પણ બહાનું મળતાં કહેવા લાગ્યા. આમ કહેવામાં મુખ્ય હેતુ તો ૧૮૩૭માં કરેલી એક શરત મુજબ, આખા પ્રાંતનો કારભાર, ધીમે ધીમે પોતાના હસ્તગત કરી લેવાનો જ હતો, એ કોઇ પણ ઇતિહાસનો અભ્યાસી સમજી શકે એમ છે.

આ પછી, લૉર્ડ ડેલહૌસી કહેવા લાગ્યો: "૧૮૩૭ થી ૧૮૪૭ સુધીમાં અયોધ્યાની ગાદી પર એક પછી એક એમ ત્રણ

રાજાઓ આવ્યા. પણ ૧૮૪૭ સુધી, વડી સરકાર તરફથી વારંવાર ભલી શિખામણો અને ચેતવણીઓ આપ્યા છતાં અયોધ્યાનો રાજ્યવહીવટ પહેલાંનાં વર્ષો કરતાં જરા પણ સુધરતો ન હતો.”

જ્યારે ખરી વાત એથી ઊલટી જ હતી, એ તે સમયના અનુભવી અંગ્રેજ અમલદારો–જેવા કે લૉર્ડ ઑકલેન્ડ, ચાળીસ વર્ષ સુધી અયોધ્યામાં કામ કરનાર કૅપ્ટન શેકસપીઅર કે વિલ્સન–જેવાનાં પ્રમાણપત્રોથી સહેજે સિદ્ધ થઇ શકે એમ છે. શેકસપીઅર ૧૮૪૬ માં કહે છેઃ “ મારી કારકીર્દિ દરમિયાન મેં જોયું છે કે ઇસ્ટ ઈંડિયા કંપનીના રાજ્ય કરતાં અયોધ્યામાં જુલમો કે લૂંટફાટ જરા પણ વધારે થતાં નથી.” લૉર્ડ હાર્ડિંજે પણ અયોધ્યાની રાજપરિસ્થિતિ જોઇ પોતાનો સંતોષ જાહેર કર્યો હતો.

પણ ડેલહૌસી આ બધું કાંઇ જોવા તપાસવા ઇચ્છતો ન હતો. તેને આ બધું તપાસવાની દરકાર પણ ન હતી. તે તો બસ, મક્કમ હાથે અયોધ્યા ખાલસા કરવા જ ઇચ્છતો હતો.

અયોધ્યાનો નવાબ તો કંપનીની ધમકીથી ખૂબ ડરતો હતો. જે જે સૂચનાઓ કે શિખામણો કંપની તરફથી સૂચવાતી તેનો તે તાબડતોબ અમલ કરતો. તે મુજબ જ્યારે લૉર્ડ વિલિયમ બેન્ટિકની ધમકીને પરિણામે તેણે લશ્કરી ખાતામાં સૂચવેલા ફેરફારો કરવા માંડયા ત્યારે રેસિડન્ટ વચમાં પડયો, અને રેસિડન્ટના કાર્યને ગવર્નર–જનરલે અનુમોદન આપ્યું !

આમ એક બાજુ, ‘અવ્યવસ્થા ખૂબ છે માટે તમારા રાજ્યવહીવટમાં શા માટે ફેરફારો નથી કરતા ? એમ ધમકાવતા; અને જ્યારે સુધારા કરવા જાય ત્યારે તેમ કરતા હરકોઈ બહાને અટકાવવા એ તે કયી જાતની રાજ્યપદ્ધતિ કે કુનેહ હશે તે સમજી શકાતું નથી. એ દરમિયાન છેવટે, ઇ. સ. ૧૮૪૬માં લૉર્ડ હાર્ડિંજે નવાબ પર એક સખત કડક કાગળ લખ્યો. એથી ઇ. સ. ૧૮૪૬માં રાજ્યના અમુક ભાગમાં

બ્રિટીશ ધોરણ પ્રમાણે રાજ્ય ચલાવવા માટે મહમદ વાજીદ અલી શાહે, રેસિડન્ટ કર્નલ રીકમન્ડ, તેના મદદનીશ મેજર બર્ડ અને સંયુક્ત પ્રાન્તના ગવર્નર ટૉમ્સન સાથે મળી એક સવિસ્તર યોજના ઘડી કાઢી. આ યોજના મુજબ જે જે ફેરફારો ગવર્નર ટૉમ્સને સૂચવ્યા હતા તે બધા નવાબે મંજૂર રાખ્યા હતા. એ યોજના આખી ઘડાઇ ગયા પછી મંજૂરી માટે જ્યારે ગવર્નર-જનરલ ઉપર મોકલાઈ ત્યારે ગવર્નર-જનરલે લખી જણાવ્યું:

> "જો અયોધ્યાના નામદાર રાજાસાહેબ પોતાનું આખું રાજ્ય કંપનીને સોંપવા ઇચ્છતા હોય તો જ તે વિષે કંપની કાંઇક વિચાર કરે; પણ અયોધ્યાના થોડાક ભાગની રાજ્ય-વ્યવસ્થા માટે વિચાર કરવાની તકલીફમાં ઊતરવું મને તદ્દન નકામું લાગે છે."

નવાબની પોતાની મુરાદ એવી હતી કે જો કંપનીની રાજ્યવહીવટ ચલાવવાની પ્રણાલિકા નવા પ્રાંતોમાં ફતેહમંદ નીવડે તો આખાયે રાજ્યમાં એ પ્રમાણે ફેરફાર કરી નાખવા. પણ કંપનીએ તો એ યોજનાને અખતરા રૂપે પણ અમલમાં મૂકવા દેવાની મંજૂરી ન આપી. આમ છતાં રાજ્ય ખરાબ ચાલે છે એવી ચેતવણી તો વખતોવખત અંગ્રેજ અમલદારો તરફથી નવાબને મળ્યા જ કરતી!

હવે કંપનીએ પોતાનું સાચું પોત પ્રકાશવા માંડ્યું. તેણે અયોધ્યા ખાલસા કરવાનો જ નિર્ણય કર્યો હતો, પણ તે કામ કેમ સફાઇથી અને હિંદની તેમજ ઇંગ્લાંડની પ્રજાની આંખમાં ધૂળ નાખીને કરવું એ જ પ્રશ્ન ત્યારના ગવર્નર-જનરલ ડેલહૌસીના મનમાં ઘોળાતો હતો. ધોળે દિવસે લૂંટફાટ ચલાવવાનું કામ સોનેરી ટોળીને છાજે એ રીતે તેને કરવું હતું. પણ પોતે તો હિંદનો ગવર્નર-જનરલ રહ્યો તેથી તેનાથી જાતે તો અયોધ્યાના ઊંડા પ્રપંચમાં ઊતરી શકાય એમ ન હતું. તેના હોદ્દાને છાજે તેવું તે કામ નહોતું.

એટલે આ શાહુકારીનું કામ કરવા તેણે સ્લીમેન નામના એક છુપી પોલિસના ઉપરી અમલદારને ધોળે દિવસે મશાલ લઇને શોધી કાઢયો. આ સાહેબ ઠગોને પકડીને મશહુર બન્યા હતા. એ સાહેબે અનેક વર્ષો સુધી પાછલા દરવાજાથી અનેક છાનાંછપનાં કામો કર્યાં હતાં એટલે કે એ સાહેબ ઠગ કે ચોર કે સોનેરી ટોળીના માણસોથી જરા પણ ઊતરે એવા ન હતા. ચોરને પકડવા માટે ઘંટીચોર જ મોકલવા જોઇએ, કે બહારવટીઆને પકડવા માટે તેવા જ ખૂની લૂંટારાને મોકલવા જોઇએ એ સૂત્ર કંપની બહાદૂર સારી રીતે જાણુતી હતી; તેથી તેણે અયોધ્યાના રેસિડન્ટ તરફેની બધી સત્તા આ સ્લીમેન સાહેબને સોંપી. એ સાહેબ ઉપર લૉર્ડ ડેલહૌસીએ કેટલી બધી જોખમદારી અને જવાબદારી નાખી હતી તે ડેલહૌસીના ૧૮૪૬ના સપ્ટેમ્બરની ૧૬ મી તારીખના પત્ર પરથી સમજાય છે. અયોધ્યાના રેસિડન્ટના પદ પર સ્લીમેનની નિમણૂક કરતાં લૉર્ડ ડેલહૌસી લખે છે.

"ત્યાં તમારી સેવાથી કંપની રાજ્યને ચોખ્ખે ચોખ્ખો active લાભ જ થશે....ઑક્ટોબર ૧૮૪૩ના ખરીતાથી ગવર્નર–જનરલે અયોધ્યાના રાજાને સાફ સાફ જણાવી દીધું છે, કે જો રાજ્યમાં મહત્ત્વના ફેરફારો બે વરસને અંતે થયેલા નહિ જોવામાં આવે તો રાજ્યનો વહીવટ, નવાબના નામે બ્રિટીશ સરકાર પોતાના હાથમાં લેશે....

"૧૮૪૯ના ઑક્ટોબર સુધીમાં રાજ્યમાં કાંઇ પણ ફેરફાર કે સુધારા થઈ શકે એમ સમજવું કે તેની આશા રાખવી ફોગટ છે. અયોધ્યા જેવા મોટા, ધનવાન પણ દબાયેલા દેશની આંતર–રાજ્યવ્યવસ્થાની પુનર્ઘટના કરવાનું કામ ખરેખર ભારે જોખમદારીનું છે. અને આ કાર્ય સહીસલામતીથી પાર પાડવા માટે તમારા જેવા ઉત્તમોત્તમ સેવકની સેવા પર સરકારે મદાર બાંધી છે.

"અયોધ્યામાં મોટી ક્રાન્તિ થવાનો ઘણો સંભવ રહે છે, તેથી તેના રેસિડન્ટ તરીકેનું પદ સ્વીકારવા તમને હું ખાસ વિનવણી કરું છું."

કાગળના ઉપરના ઉતારા બારિકાઇથી વાંચનાર સહેજે સમજી શકશે કે, ગવર્નર–જનરલે કેપ્ટન સ્લીમેનને અયોધ્યાનો નાશ કરવા માટેની પૂર્વતૈયારીઓ કરવા માટે જ મોકલેલ હતો.*

ડેલહૌસીએ સ્લીમેનને કોરો ચેક આપી દીધેલ હોવાથી તેણે તો રેસિડન્ટ તરીકેનો હોદ્દો લખનૌમાં સ્વીકાર્યો કે તરત જ નવાબને રૈયતની આંખમાં ઝાંખો પાડવા વિવિધ પ્રકારનાં પગલાં ભરવાની શરૂઆત કરી દીધી.

૧૮૩૭ના કોલકરાર પ્રમાણે રાજ્યની આંતરવ્યવસ્થામાં રેસિડેન્ટને માથું મારવાની મના હોવા છતાં અયોધ્યાની વડી કચેરીમાં જે ચુકાદાઓ અપાયા હતા તે ચુકાદા ફેરવી નાખી તદ્દન જુદા ચુકાદાઓ આપવાનો રીતસર ધંધો જ સ્લીમેને શરૂ કરી દીધો.

કોલકરારની શરત કોરાણે મૂકી સ્લીમેન અયોધ્યાના નવાબને ખર્ચે અયોધ્યાના રાજ્યમાં ખૂબ ધામધુમથી ફરી રાજા વિરુદ્ધ સાચી ખોટી ફરિયાદો રૈયત પાસેથી મેળવવા લાગ્યો. વીસ વર્ષ પહેલાં જે ટંટાના ચુકાદા અયોધ્યાની વડી કચેરીએ આપી દીધા હતા, તે કજિયાઓ તેણે પાછા ઉથલાવ્યા અને રાજ્યકુટુંબના માણસોને પજવવા નીચ ઉપાયો લેવા લાગ્યો. આમ તે ત્રણ માસ આખા રાજ્યમાં

* "દેશી રાજ્યોમાં રેસિડન્ટ રાખવાથી લગીરે ફાયદો થતો હોય એમ માનવું મારે માટે તો લગભગ અશક્ય છે. મને તો ઊલટું એમ લાગે છે, કે દેશી રાજ્યોમાં અરાજકતા અને અંધાધુંધીને ઉત્તેજન આપવા માટે, અને એ દેશી રાજ્યોનો કબજો મેળવવા માટે તક કે બહાનું મળે એ ખાતર જ રેસિડન્ટ રાખવાની પદ્ધતિ દાખલ કરવામાં આવી છે અને હજી પણ ચલાવવામાં આવે છે." એફ. જે. શોર

ફર્યો. તેનાં આવાં પગલાંથી આખા રાજ્યમાં ભારે અંધાધુંધી ફેલાઇ, રાજ્યમાં ન્યાય મળતો નથી એવું વાતાવરણ ઊભું થયું, અને રાજા તો રેસિડન્ટના હાથમાં એક માત્ર રમકડું છે એમ લાગવાથી પ્રજામાં તેને માટેની પૂજ્ય લાગણી પણ ઓછી થઇ. આ સ્થિતિનો લાભ લઈ રાજાના કેટલાક દુશ્મનોએ રાજાને પજવવા અને રેસિડન્ટને ખુશ કરવા કેટલીક રૈયતને જમીન મહેસૂલ ન આપવા સમજાવી, અને કેટલાકોએ જમીન મહેસૂલ આપવું બંધ પણ કર્યું.

સ્લીમેનનો ક્રોધ પ્રજાને ઉશ્કેરીને શમ્યો નહિ. તેણે તો ખુદ રાજાના હક્ક પર તરાપ મારી. થોડા જ વખતમાં તેણે ફરમાન કાઢયું કે નવાબે પોતાના પ્રધાનો નીમવા હોય તે અગાઉ તેણે રેસિડન્ટની પરવાનગી લેવી જોઇએ.

વસીઅલીખાન નામનો નવાબનો માનીતો પ્રધાન હતો. તે રાજનીતિનિપુણ અને દીર્ઘદૃષ્ટિવાળો રાજપુરુષ હોવાથી અંગ્રેજોની આંખમાં કણા સમાન થઇ પડયો હતો. રેસિડન્ટે જોયું કે જ્યાંસુધી તે રાજ્યમાં છે ત્યાંસુધી પોતાની મુરાદ પાર પડે એમ નથી, તેથી તેને લખનૌ બહાર કાઢી મૂકવા નવાબને હુકમ કર્યો. રાજાએ એની વફાદારીનાં અને કાર્યદક્ષતાનાં ભારે વખાણ કર્યાં, પણ રેસિડન્ટ એકનો બે થયો નહિ. છેવટે રેસિડન્ટની આજ્ઞાને વશ થઇને તે પરમ વિશ્વાસુ પ્રધાનને લખનૌનીહદ બહાર કાઢવાની રાજાને ફરજ પડી.

આ પછી, વસીઅલીખાને કંપની બહાદૂરના દુશ્મન અને ઠગ ટોળાના સરદાર ગુંગાબક્ષને પકડી કંપનીને હવાલે કર્યો; છતાં રેસિડન્ટની કડવી નજર કદી મીઠી થઇ નહિ. એટલું જ નાહિ પણ એક વાર રેસિડન્ટના બંગલા આગળ રાત્રે ચોકી કરતાં સંત્રી ભરીબંદૂકે સૂઇ ગયો હતો, ભૂલથાપમાં બંદૂકનો ઘોડો દબાતાં

બંદૂક ફૂટી અને તેના હાથને ખૂબ ઈજા થઈ. આ વસ્તુસ્થિતિનો લાભ લઇ રેસિડન્ટે જાહેર કર્યું કે મને મારી નાખવા માટે અલીખાન રાત્રે આવ્યો હતો, પણ મારા સંત્રીએ તેને રોકયો અને ઝપાઝપીમાં મારો સંત્રી ઘાયલ થયો !

આ ઉપરથી વસીઅલીખાન ઉપર ફરી અયોધ્યાની કોર્ટમાં કેસ ચાલ્યો. તે નિર્દોષ ઠર્યો છતાં તેને પજવવામાં રેસિડન્ટે કશી કચાશ રાખી નહિ. છેવટે હતાશ થઇ ૧૮૫૫માં તે મરણ પામ્યો ત્યારે સ્લીમેનને ટાઢક વળી.

અને ખુબી તો એ હતી કે રેસિડન્ટ ધારે તેને રાજ્ય બહાર કઢાવી શકે; પણ ખુદ નવાબ પણ રેસિડન્ટની પરવાનગી સિવાય કોઇ રૈયતને હદપાર કરી શકે નહિ !

કુરૂન મહમદ નામનો સખસ રાજાની તહેનાતમાં કામ કરતો હતો. તે રાજ્યની વાત જ્યાં ત્યાં ફેલાવી રાજાની ફજેતી કરાવતો હતો. રાજ્યની ખાનગી વાતો રેસિડન્ટને પણ કહી આવતો. તેથી તેને દેશનિકાલ કરવાનો રાજાએ હુકમ કર્યો કે તરત જ સ્લીમેન તે શખસની વહારે ચઢયો અને રાજાને લખ્યું:

> “ હું ગવર્નર–જનરલને જણાવું છું કે તમે રૈયતમાંથી કોઇ પણ મને મળે તે માટે વાંધો ઉઠાવો છો. આ સ્થિતિમાં રેસિડન્ટનું થાણું જ કાઢી નાખવું તે સારું છે અને બ્રિટીશ લશ્કરને દેશમાંથી ઉઠાવી લેવું ઘટે છે. ખરેખર, રાજાએ બંડખોરને છાજે તેવું પગલું ભરેલ છે.”

બસ, રાજાને રેસિડન્ટની આજ્ઞા શિરોમાન્ય કરવી પડી !

આ પછી, રાજાને પ્રજાની નજરમાં નીચો પાડવા વંશપરંપરાથી ઊતરી આવેલું ‘ ગાઝી ’નું રાજ્યચિહ્ન કાઢી નાંખવા રેસિડન્ટે રાજાને આજ્ઞા કરી.

જ્યારે પ્રજામાં શહૂર નથી રહેતું અને સ્વાભિમાન પણ

મરી જાય છે, ત્યારે તે પ્રજા પ્રજાતરીકે જીવી શકતી નથી, પણ ગુલામ તરીકે જ જીવી શકે છે. તેજ પ્રમાણે રાજામાંથી જ્યારે સ્વાભિમાન અને રાજપદની ખુમારી જતી રહે છે; ત્યારે તે માત્ર રમકડું જ બની જાય છે. રેસિડન્ટ પોતાની ઉદ્ધતાઈની માત્રા વધાર્યે જતો હતો અને રાજા તે મૂંગે મોંએ સહન કરી લેતો હતો. તે આ બધું સમજતો હતો, પણ નિરુપાય હતો. પહેલાં તે નવાબને કાગળ લખતો ત્યારે તે તેના મોભાને છાજે એવા માનના શબ્દોથી સંબોધતો; પણ હવે તો તેણે તે શબ્દો પણ કાઢી નાખ્યા. રેસિડન્ટના કાગળો વાંચતાં એમ જ થાય કે કોઇ ઉપરીએ પોતાના નોકરને એ કાગળ લખેલ હશે.

એટલે તો નવાબ અને રેસિડન્ટ વચ્ચે વધારે વિરોધ ઉત્પન્ન થયો. પોતા અને રાજા વચ્ચે ફાટફૂટ પડી છે, એ જણાવવાના હેતુથી રિવાજ મુજબ નવાબ તરફથી ટાણેપ્રસંગે ફળમેવાના જે થાળો રેસિડન્ટને જતા, તે થાળો પણ રેસિડન્ટ પાછા ધકેલવા લાગ્યો.

નવાબના રાજ્યમાં નિષ્પક્ષપાતપણે ન્યાય મળતો નથી તે બતાવવા સારુ હવે તેણે રાજ્યની આંતરવ્યવસ્થામાં વધારે ને વધારે ઝંપલાવવા માંડયું. અયોધ્યા પ્રાંતના બેગારી ગામ તથા તેની સોડમાં વસેલ બીજા ગામ સાથે કાંઇક સીમાડાની તકરાર ચાલતી હતી. બેગારી ગામના, નાલાયક ઠરીને સિપાઇની પલટણમાંથી બરતરફ થયેલા દુશ્મને રેસિડન્ટને ફરિયાદ કરી:

"સાહેબ, જ્યારે હું અને મારો મિત્ર બેગારી ગામ આગળ થઇને જતા હતા, ત્યારે જમીનદારના ભાઇ ચતુરસિંહે અમને બન્નેને વગર કારણે કેદમાં પૂરી મૂકયા. સદ્‌ભાગ્યે. મારી પાસે થોડાં નાણાં હતાં તે એક બાઇને લાંચ આપીને માબાપ! હું મહામુસીબતે છૂટીને ભાગી આવ્યો છું. સાહેબ કેમે કરીને અમને આ જુલમમાંથી બચાવો."

આ ઉપરથી કર્નલ સ્લીમેને વગર વિચાર્યે ચતુરસિંહને પકડવાનો અને તે જો શરણે ન આવે તો ગામને બાળી મૂકવાનો કેપ્ટન હાર્ડવિકને હુકમ કર્યો, અને ૫૦ હથિયારબંધ ઘોડેસ્વારો સાથે સોંપ્યા. લશ્કર બેગારી ગામમાં પહોંચ્યું ત્યારે કોઇએ વિરોધ જ ન કર્યો. ચતુરસિંહને શરણે આવતાં જરા વિલંબ થયો ત્યાં તો ગામને ગોળીએ ઉડાવવાની તૈયારી ચાલી રહી; પણ તે દરમિયાન ચતુરસિંહ આવી પહોંચ્યો. પછી જે જગ્યાએ ફરિયાદીને કેદ કરવામાં આવ્યો હતો અને જ્યાં તેના મિત્રને કાપી નાખવામાં આવ્યો હતો તે સ્થાન બતાવવાનું ફરિયાદીને કહેવામાં આવ્યું. પણ ફરિયાદી પોતે જૂઠો અને તરકટી હોવાથી કશું બતાવી શક્યો નહિ. આમ ચતુરસિંહ અને ગામ નિર્દોષ ઠર્યાં. પણ આવા ધોળીઆ સોલ્જર માણસો ગામડાંમાં ફરતા અને રાજાની રજા મેળવ્યા સિવાય ખેડૂતોના કામમાં ડખલ કરતાઃ તે સઘળું જોઇ રૈયત માનવા લાગી હતી કે, થોડા જ વખતમાં નવાબનું રાજ્ય પડાવી લઇ અંગ્રેજો રાજ્યના માલિક થઇ પડવાના છે.

# પ્રકરણ ૭ મું

## રાજવહીવટમાં હસ્તક્ષેપ

એક બાજુ આમ રૈયતનાં મન ઊંચાં થયાં હતાં ત્યારે જે જમીનદારો નવાબની સામા થયા હતા તેમને પોતાની ફરજ પ્રમાણે દબાવવાને બદલે ઉશ્કેરવાનો અને આશરો આપવાનો ધંધો રેસિડન્ટ લઈ બેઠો હતો. હનવંતસિંહ નામનો જમીનદાર વર્ષો થયાં રૈયત પાસેથી મહેસૂલ ઉઘરાવતો હોવા છતાં રાજ્યમાં ખંડણી ભરતો નહિ. અને પોતાના માણસોને પણ પગારનાં નાણાં ચૂકવતો નહિ. હનવંતસિંહ વિરુદ્ધ આમીલખાન અલ્લાખાને વખતોવખત રાજાને ફરિયાદ કરી, પણ હનવંતસિંહે કોઠું જ આપ્યું નહિ. ત્યારે છેવટે તેની અને રાજ્ય વચ્ચે જરાક છમકલું થયું. હનવંતસિંહ કિલ્લામાં ભરાઇ બેઠો. આ ઝપાઝપીમાં બસો–ત્રણસો માણસો એકાદ મહિનામાં ઘાયલ થયા અને મરણ પામ્યા. હનવંતસિંહે રાજ્યની રૈયતમાંથી બે શખસનાં હાથનાક કાપી નાખ્યાં. છેવટે જ્યારે હનવંતસિંહ હારીને રાજાના હાથમાં સપડાવાની તૈયારીમાં હતો ત્યારે તે રેસિડન્ટ કર્નલ સ્લીમેનની સોડમાં ભરાયો. રેસિડન્ટે તેને આશ્રય આપ્યો. તે એટલે સુધી કે રેસિડન્ટ સાહેબની સ્વારીમાં તે સાથે સાથે ફરવા લાગ્યો. વધારામાં, જ્યારે તેણે રેસિડન્ટના કેમ્પમાં બંગલો ખરીદ્યો ત્યારે રેસિડન્ટ તેનો જામીન થયો! આ બધું મૂંગે મોઢે જોવું અને સહન કરવું એ ખરેખર નવાબને માટે ખૂબ અપમાનજનક હતું જ.

પણ રેસિડન્ટ આટલેથી જ થોભ્યો નહિ. જમીનમહેસૂલ ઉઘરાવવાનું કામ કરનાર તલાટીઓ કોને રાખવા અને કોને કાઢી મૂકવા તેની સત્તા પણ રેસિડન્ટે પોતાના હાથમાં લઇ લીધી. રામદત્ત

નામનો ઉદ્ધત બળવાખોર તાલુકદાર મહમદ હુસેન નામના રેવન્યુખાતાના વડા અમલદાર સમક્ષ હાજર થઈને 'મહેસૂલ નહિ આપું' એમ બોલવા લાગ્યો. અને જ્યારે તેને ઠેકાણે લાવવા પ્રયત્ન કરવામાં આવ્યો ત્યારે તેણે તલાટીના રક્ષક ઉપર ગોળીબાર કર્યો. સિપાઇઓ અને રામદત્ત તાલુકદાર વચ્ચે ઝપાઝપી થઇ અને તેમાં રામદત્ત ખપી ગયો.

રામદત્તનો ભાઈ કિસનદત્ત ગોરખપુરની સરહદની બાજુના પરગણામાં રહેતો હતો. કિસનદત્ત અને તેના લોકો પણ મહમદ હુસેનના માણસોની સામા થયા અને કર ઉઘરાવવા માટે નાનાં છમકલાં થયાં. કિસનદત્ત નાસી છૂટયો, તેને પકડવા માટે ગોળીબાર કરવામાં આવ્યો અને એ ધમાલમાં હડફટમાં આવતાં બ્રાહ્મણના એક છોકરાને ગોળી વાગી ને તે મરણ પામ્યો.

બ્રિટીશ અમલદારે રેસિડન્ટ સમક્ષ મહમદ હુસેન વિરુદ્ધ ફરિયાદ કરી. રેસિડન્ટના હુકમને માન આપી નવાબને મહમદ હુસેનને બરતરફ કરવો પડયો. પછી મહમદ હુસેન પર બ્રાહ્મણના છોકરાના ખૂન માટે ગોરખપુરની કચેરીમાં કેસ ચાલ્યો. ગોરખપુરના મેજિસ્ટ્રેટ અને કમિશનરે જાહેર કર્યું કે, મહમદ હુસેન તદ્દન નિર્દોષ છે અને તેને નોકરી પરથી બરતરફ કરાવવા માટે અમે કદી લખાણ જ કર્યું નથી. એ પછી રામદત્તના ખૂન માટે અયોધ્યાની વડી કચેરીમાં તેના ઉપર કેસ ચાલ્યો અને તેમાં પણ તે નિર્દોષ ઠર્યો. કારણકે રામદત્તનું ખૂન થયું ત્યારે મહમદ હુસેન ત્યાં હાજર ન હતો; અને બીજું, તેનું ખૂન કરવાના હુકમ તેણે કદી પોતાના અંગરક્ષકને આપ્યા જ ન હતા.

પણ રેસિડન્ટે અયોધ્યાની વડી કોર્ટનો ચુકાદો મંજૂર ન રાખ્યો અને એની વિરુદ્ધ અરજી હિંદી સરકારને કરી. વડી સરકારે લખી મોકલ્યું કે "તમારા કહેવાથી રામદત્તનો કેસ અયોધ્યાની

કચેરીમાં ચાલ્યો હતો એટલે હવે તેના નિર્ણયને તમારે માન આપવું જ જોઈએ." કદાચ આ ઉત્તરથી રેસિડન્ટને સૂચના મળી હશે કે હવેથી આવા કેસો તેમણે જ ચલાવવા જોઇએ!

રૈયત કે જમીનદાર અંગ્રેજનું શરણુ લેવા આવે ત્યારે રેસિડન્ટને રાજ્યવ્યવસ્થામાં માથું મારવાને બહાનું મળતું. પણ જ્યારે ૧૮૫૦માં સ્લીમેન પાસે રૈયતની ફરિયાદ ઓછી થઇ ગઇ ત્યારે તેણે પોતે અયોધ્યા રાજ્યમાં ફરી લોકોની ફરિયાદો ભેગી કરવા નક્કી કર્યું. અયોધ્યાનો રાજા સંતોષકારક રીતે રાજ ચલાવતો નથી, એવું લોકોને સમજાવવા તે આખા રાજ્યમાં ફરવા નીકળી પડયો. આ મુસાફરીનો ખર્ચ નવાબ પાસેથી વસૂલ કરવાનો હતો, એ અહીં જણાવવાની જરૂર ભાગ્યે જ રહે છે. હિંદી સરકારે તેને આમ કરવાની સાફ ના પાડી; પણ સ્લીમેનને અયોધ્યા ખાલસા કરવાનું પરાક્રમ કરી બતાવવું હતું અને તેને માટે 'અયોધ્યામાં તો ભારે કેર વર્તી રહ્યો છે' એમ પૂરવાર કરતી લોકોની સાચીખોટી ફરિયાદોનો થોકડો ભેગો કરવાની ખાસ જરૂર હતી. એટલે તે સાહેબ તો ગામેગામ ફરી રાજ્ય વિરુદ્ધની ફરિયાદો એકઠી કરવા લાગ્યા. ગરીબ અણુસમજુ ખેડૂતોએ, વસ્તુસ્થિતિ સમજ્યા વિના, ભોળાભાવે, વીસ વીસ વર્ષની જૂની ફરિયાદો રેસિડન્ટ આગળ રજૂ કરી. જે ફરિયાદોના કેસ ચાલતા હતા તે ફરિયાદો પણ અઠવાડિયે અઠવાડિયે રેસિડન્ટને ફરી ફરીને આપવામાં આવી. વળી અયોધ્યાના રાજ્યથી જે થોડાઘણા માણસો નારાજ થયા હતા તેમની અરજીમાં-"અમે અયોધ્યાનું રાજ્ય કંપનીના હાથમાં જાય તો વધારે સુખી થઇશું" એ મતલબનું લખાવ્યું અને તે પર સહી કરાવી લીધી.

ઉપરના કામ માટે રેસિડન્ટ સાહેબ ત્રણ મહિના સુધી આખા રાજ્યમાં બાદશાહી ઠાઠમાઠથી ફર્યા અને તેના ખર્ચનું ત્રણ લાખ રૂપિયાનું બીલ નામદાર નવાબ સાહેબ ઉપર મોકલી આપવામાં આવ્યું!

આટલી સખત નોકરી કર્યાના પરિણામે સ્લીમેન સાહેબ માંદા પડયા અને તેમની જગ્યાએ જનરલ આઉટ્રામની નિમણુંક થઇ. સ્લીમેને પોતાની કારકીર્દિ દરમિયાન એક નહિ પણ દોઢસો કરતાંયે વધારે બાબતોમાં માથું માર્યું હતું અને નવાબની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચાડવામાં કશી કચાશ રાખી ન હતી.

લૉર્ડ ડેલહૌસીની સૂચના અને ફરમાન પ્રમાણે અયોધ્યા રાજ્ય પર યમનાં નગારાં વગાડવામાં સ્લીમેન નફટાઇ અને દગાફટકા રમીને ફાવ્યો હતો.

---

## પ્રકરણ ૮ મું

## આઉટ્રામનું નિવેદન

કેપ્ટન સ્લીમેને અયોધ્યાનો શિકાર કરવા જે જાળ પાથરી હતી, અને જેમાં નિર્દોષ અયોધ્યાનો નવાબ ફસાયો હતો તે જાળ સંકેલવાની તક હવે ડેલહૌસી શોધી રહ્યો હતો.

ઇ. સ. ૧૮૫૪ના નવેમ્બર માસમાં સ્લીમેનની જગ્યાએ જનરલ આઉટ્રામની નિમણુક થઇ કે તરત જ હિંદી સરકારે તેને પૂછાવ્યું કે "કર્નલ સ્લીમેને અયોધ્યાની સ્થિતિનાં વખતોવખત જે ચિત્રો આલેખ્યાં છે, તેવી જ સ્થિતિ શું હાલ પણ અયોધ્યામાં પ્રવર્તી રહી છે?" એટલે કે અયોધ્યાની તે સમયે સમગ્રદષ્ટિએ કેવી સ્થિતિ હતી તેનું સવિસ્તર નિવેદન રજૂ કરવાનું ફરમાન નીકળ્યું.

પાંચમી ડિસેમ્બરે આઉટ્રામે અયોધ્યાની ભૂમિ પર પગ મૂકયો અને ત્રણ જ માસમાં–તા. ૧૫ મી માર્ચ ૧૮૫૫ ના રોજ તેણે અયોધ્યાની રાજકીય, સામાજિક અને આર્થિક સ્થિતિનું સવિસ્તર નિવેદન હિંદી સરકાર પર મોકલી આપ્યું. આ નિવેદનના આધારે

જ લૉર્ડ ડેલહૌસીએ અયોધ્યા ખાલસા કર્યું હતું એટલે એ નિવેદનની વિગતમાં આપણે અહીં જરા ઊંડા ઊતરીશું.

એ નિવેદનની શરૂઆતમાં જ આઉટ્રામ લખે છેઃ—

"આ દેશનો—અયોધ્યાનો—મને અંગત કશો અનુભવ ન હોવાથી નિવેદન માટે કુલ આધાર મારે રેસિડન્ટની ઑફિસના ચોપડાઓ પર જ રાખવો પડયો છે. અને એ બાતમીઓના સત્યાસત્યતાનો નિર્ણય કરવા માટે પણ, માજી અમલદારે જે શિરસ્તા પાડયા છે તે શિરસ્તા પર જ મારે આધાર રાખવો પડયો છે."

આવો રિપોર્ટ કેવો નિષ્પક્ષપાત હોઇ શકે તેનો ખ્યાલ વાચક જ કરી શકશે. ટૂંકમાં, સ્લીમેન અને ડેલહૌસીએ માંહોમાંહે મળી જે કારસ્થાન કર્યું હતું તે કારસ્થાનને રીતસર વ્યવસ્થિત રાજકીય તપાસનું સ્વરૂપ આપવામાં આવ્યું.

જનરલ આઉટ્રામે પોતાના નિવેદનના નીચે પ્રમાણે ૭ વિભાગ પાડયા હતા:

(૧) રાજા (૨) જમીનમહેસૂલ અને નાણાંવહીવટ (૩) ન્યાય અને પોલિસખાતું (૪) લશ્કર (૫) રસ્તાઓ અને સાર્વજનિક કામો (૬) ગુનાઓના આંકડા અને (૭) જુલમ અને અરાજકતા.

હવે આપણે એ સાતે વિભાગોનું ટૂંકમાં સિંહાવલોકન કરીએ.

## જૂઠાં આળો

### (૧) રાજા

"અયોધ્યાનો હાલનો રાજા સાચે જ નફ્ટ છે, તે કંચનીઓ અને કંચુકીઓની સાથે રહી આખો દિવસ એશઆરામમાં ગાળે છે, અને પોતાની બેદરકારીથી પ્રજાનું સત્યાનાશ નીકળી જાય છે તેની તેને જરાયે પરવા નથી."

આ આરોપ હડહડતો જૂઠો છે.

હિંદુસ્તાનના મહાન મોગલ બાદશાહ અકબરની તહેનાતમાં પણ કંચનીઓ અને ગવૈયાઓ રહેતા હતા, તેથી એમ સાબીત નથી થતું કે તે બધાય રાજાઓ વ્યભિચારી હતા. રાજાની આસપાસ ઉમરાવ કુટુંબના ખાનદાન અમલદારો, જે વંશપરંપરાથી દિલ્હીના દરબારમાં પણ કામ કરી રહ્યા હતા, તેઓ વખતોવખત રાજાના સાથી તરીકે મળવા અને સલાહ આપવા આવતા.

મુસલમાન ઇતિહાસકાર મુસ્તહનુદ્દીન લખે છે:

"હાલના રાજાએ ઘણી જ ઉમદા કેળવણી લીધી છે. તેણે ઉર્દૂ અને ફારસી ભાષામાં શિષ્ટ ગ્રંથો લખ્યા છે, તે ઉપરાંત બીજાં પણ લોકપ્રિય અને ઉપયોગી ઘણાં પુસ્તકો લખ્યાં છે. અને એ પુસ્તકો એટલાં બધાં ઉત્તમ કોટિનાં છે કે યુરોપની જાહેર લાયબ્રેરીઓમાં પણ તે સંઘરવામાં આવ્યાં છે."

ફ્રેંચ વિદ્વાન ગારસીન ડી ટેરોએ પણ નવાબની વિદ્વત્તાનાં મુક્ત કંઠે વખાણ કર્યાં છે.

ખુદ લૉર્ડ ડેલહૌસી પણ કબૂલ કરે છે:

"અયોધ્યાની રાજકીય સ્થિતિનું વર્ણન આપ્યા પછી, હું એટલું તો કબૂલ કરવાની મારી ફરજ સમજુ છું કે વઝીરઅલી પછી એક પણ ઘાતકી કે જુલમી રાજા અયોધ્યાની ગાદી પર આવેલ નથી. તે પછીના બધાય રાજા ખરેખર ખાનદાન, ઉદાર અને દયાભાવથી ભરેલા સદ્‌ગૃહસ્થ જ નીવડયા છે."

પણ આ બધું કયાં એમને જોવું હતું? એમને તો અમુક નિશાન તાકવું હતું અને તે માટે ગમે તેવાં કારણો શોધી કાઢવાં હતાં. અને જ્યાં કોઈ માણસની કે રાજવહીવટની ક્ષુલ્લક ખામીઓ જ જોવાની અને નોંધવાની અમલદારોને સૂચના થઈ હોય ત્યાં એ અધિકારીઓની મનોદશા કેટલી હલકટ હશે એ સમજવું મુશ્કેલ નથી. કેપ્ટન સ્લીમેને તો નવાબની નજરકેદી જેવી સ્થિતિ

કરી મૂકી હતી. ચોવીસે કલાક રાજા જે કાંઇ કરે તે રેસિડન્ટના માણસો જોઇ શકતા અને તેની નોંધ રાખતા. આ નોંધમાં કેવું કેવું લખવામાં આવતું તે નમૂના દાખલ અત્રે ટાંકવામાં આવે છે:

માર્ચ ૧૭ : આજે સવારે કંચનીઓ રાજાને મુજરો કરવા આવી હતી. રાજા કેટલાંક કબૂતરો સાથે ગેલ કરતા હતા.

,, ૨૨ : રાજાને મુજરો ભરવા અમલદારો આવ્યા. [ ખરી રીતે રાજાએ દરબાર ભર્યો હતો. ]

મે ૧૧ : રાજાએ સારંગી વગાડનાર બાઇને શાલની ભેટ કરી.

મે ૨૩ : આજે બિલાડીને પકડવા માટે છ માણસોને રોકયા છે.

આવી નાની નાની અનેક બાબતો ભેગી કરી રાજાને હલકો પાડવાના પ્રયત્ન અંગ્રેજોએ કર્યા છે. અમે કહીએ છીએ કે કોઇ પણ અંગ્રેજ રાજા પર આવી રીતે જાપ્તો રાખવામાં આવે તો એના કરતાં કેટલાયે ગણા અને એનાથી કેટલાયે વિવિધ પ્રકારના હાસ્યાસ્પદ અને ક્રૂર દાખલાઓ મળ્યા સિવાય રહે નહિ. એક રાજા કબૂતરો સાથે ગેલ કરી નિર્દોષ આનંદ પણ ન મેળવી શકે? ઊલટું, એ રાજા કેટલો ભલો અને સરળ હૃદયનો હશે એ જ એ દાખલા ઉપરથી પૂરવાર થઈ શકે એમ છે.

## (૨) જમીનમહેસૂલ

આઉટ્રામ જણાવે છે કે “ અંધાધુંધીને લીધે જમીનમહેસૂલ વરસોવરસ ઘટતું જાય છે.”

આ આરોપ પણ નરાતાર જૂઠો છે.

રાજગાદી પર બેઠો ત્યારથી દર વર્ષે લગભગ એક કરોડ રૂપિયાની આવક જમીનમહેસૂલમાંથી થતી હતી. છતાં આઉટ્રામ એ જુદા મત પર આવ્યો તેનું કારણ છે. જે જમીનમહેસૂલ આવતું તે સીધું રાજ્યની તિજોરીમાં ભરાતું ન હતું, પણ ઘણે ઠેકાણે

તલાટીઓ અને કારભારીઓ ગામડાંમાંથી જે મહેસૂલ વસૂલ કરતા હતા તે અંગ્રેજ લશ્કરનો પગાર ચૂકવવામાં જ પરબારૂં વપરાઈ જતું હતું. અને તેથી રાજ્યની તિજોરીમાં જમીનમહેસૂલનો આંકડો ઓછો દેખાતો હતો.

અને તેમ છતાં, જો જમીનમહેસૂલની આવક ઓછી થઇ હોય તો તેનું એક જ કારણ–કેપ્ટન સ્લીમેનની દખલ કરવાની રાજનીતિ જ જવાબદાર છે.

### (૩) ન્યાય અને પોલિસખાતું

> આઉટ્રામ સાહેબ જણાવે છે કે "અયોધ્યાનું ન્યાયખાતું ખરાબ છે, લાંચરૂશ્વત ખૂબ લેવાય છે અને ત્યાં રૈયતની ધા સંભળાતી નથી."

ન્યાયને માટે અયોધ્યામાં એક જુદી જ જાતની પદ્ધતિ હતી. પ્રજાને ફરિયાદ નોંધાવવા માટે એક પેટી રાખવામાં આવી હતી અને તેમાં જે ફરિયાદો આવતી તેની રાજા પોતે ખાસ તપાસ કરતા. આ માટે રાજા આખા રાજ્યમાં ફરતા પણ હતા, અને પછી ન્યાય આપતા.

અને છતાં ઘડીભર એમ માની લો, કે અયોધ્યાનું ન્યાયખાતું કે પોલિસખાતું નમૂનેદાર ન હતું; તોપણ કંપનીએ અયોધ્યાની વગોવણી કરવાનું કાંઈજ કારણ નહોતું. કુંડું કથરોટની શું હાંસી કરી શકે ?

અરે ! તે પ્રસંગે કંપની બહાદૂરના રાજ્યમાં જે ન્યાય મળતો હતો તેના કરતાં અયોધ્યામાં હજારગણો વધારે સારો ન્યાય મળતો હતો, એમ તે વખતના કેટલાક અંગ્રેજોનાં લખાણ પરથી સહેજે પૂરવાર થઇ શકે એમ છે. મિ. એમ. લેવીન કહે છેઃ

> "અયોધ્યાનું ન્યાયખાતું બંગાળના કોઈ પણ ન્યાયખાતા કરતાં કોઇ પણ રીતે ખરાબ નહોતું જ. અને મદ્રાસ ઇલાકાના

ન્યાયખાતામાં થતા જુલમો તો દુનિયાના કોઇ પણ જંગલી દેશમાં થતા જુલમોને આંટી દે તેવા છે."

બંગાળના એક ડેપ્યુટી–ગવર્નર લખે છે:

"ગામ પોલિસ–પસાયતા હમેશાં ભૂખે જ મરતા હોય છે. અને તેથી તેઓ હમેશાં ચોર અને લૂંટારાનો ધંધો કર્યા જ કરે છે. તેઓ જો ચોરી કરતા નથી તો લૂંટારાની ટોળીમાં ભળેલા હોય છે. જ્યારે ગામમાં ક્યાંય ચોરી થાય છે ત્યારે લોકોને પહેલવહેલો શક ગામની પોલિસ ઉપર જ જાય છે. ... લોકોને આપણા ન્યાયખાતા ઉપર વિશ્વાસ નથી, ન્યાયની વહેંચણીને સોરટી ( લોટરી ) ની સાથે સરખાવવામાં આવે છે!"

કંપનીના રાજ્યના ન્યાયખાતાની ઉપરની સ્થિતિ વાંચ્યા પછી કોઇ પણ નિષ્પક્ષ વાચકની ખાતરી થશે કે અયોધ્યાનું ન્યાયખાતું કંપનીના ન્યાયખાતા કરતાં કોઈ પણ રીતે ઊતરતું ન હતું બલ્કે હજાર દરજ્જે સારું હતું; અને એ બાબતમાં તેમનાથી નવાબનો રજ પણ વાંક કાઢી શકાય એમ ન હતું.

(૪) લશ્કર

આઉટ્રામ સાહેબ પોતાના નિવેદનમાં જણાવે છે:

"અયોધ્યાના લશ્કરમાં શિસ્ત બિલકુલ જળવાતી નથી અને ગોરા કે હિંદી લશ્કર કરતાં તે સિપાઈઓ ઘણા જ ઊતરતા ગણાય. વળી તેમને દર મહિને નિયમિત પગાર ન મળતો હોવાથી તેઓ ગામમાં લૂંટફાટ ચલાવે છે અને રૈયતને ત્રાસ આપે છે."

પણ જ્યાં જાણીબુજીને જ આંધળા થવાનો ડોળ થતો હોય, જ્યાં 'યેન કેન દલિલયા' પોતાનો કેસ રજૂ કરવો હોય ત્યાં આથી વધુ જૂઠાણું ભાગ્યે જ આલેખી શકાય.

રૈયતને લૂંટવાની વાતમાં જરા પણ તથ્ય નથી. ખુદ રાજા

પોતાના બચાવમાં કહે છે કે લશ્કરના માણસો અયોધ્યાના જ વતની હોવાથી તેઓ પોતાના જ ગામને લૂંટવાનો કે તારાજ કરવાનો અથવા પોતાનાં સગાંવહાલાંને લૂંટવાનો વિચાર જ કદી કરી ન શકે. પણ અંગ્રેજ સરકારની આવાં જૂઠાણાં ફેલાવવાની પરાપૂર્વની સનાતન રીતિ છે, જે તેમણે આજે પણ 'ભદ્રંભદ્ર'માંના 'પગી અમથા કાળા ' ની પેઠે, આજસુધી—૧૯૩૦ના ઑગસ્ટ સુધી—અખંડ અને અતૂટ જાળવી રાખી છે એ જ આ દાખલો બતાવી આપે છે.

ખરી વાત તો એ છે કે પોતાના લશ્કરમાં સુધારા કરવા, તેમજ તેને નવી પદ્ધતિ મુજબ કેળવવા નવાબ પોતે તો ખૂબ તલપી રહ્યો હતો. પણ આપણે આગળ જોઈ ગયા છીએ તે પ્રમાણે રેસિડન્ટ રિકમોન્ડ અને સ્લીમેને આ સુધારા કરવામાં ખૂબ ડખલો ઊભી કરી અને છેવટે સુધારા ન કરવા દીધા. આમ છતાં, આખરે ચોરે કોટવાળને દંડયા !

(૫) રસ્તા અને સાર્વજનિક કામો

આઉટ્રામ સાહેબ લખે છે: "૧૮૪૯ માં કર્નલ સ્લીમેને રિપૉર્ટ કર્યા પછી એક પણ રસ્તો અયોધ્યાના નવાબે બંધાવ્યો નથી." જ્યારે ખરી વાત તો એ છે કે, કંપનીની વિનંતિને માન આપી નવાબે કાનપુર સુધીનો રસ્તો ૫ લાખ ૨૫ હજાર રૂપિયા ખર્ચીને બંધાવ્યો હતો. લખનૌ ને કાનપુર વચ્ચેનો રસ્તો જ્યારે બાંધવાનું શરૂ કર્યું, ત્યારે એક અંગ્રેજ ઇજનેર એક લાખ રૂપિયા કરતાં યે મોટી રકમ ઉઠાવીને ભાગી ગયો હતો. આ રસ્તા બાંધવાના કામમાં પણ કંપની તરફથી ખૂબ ડખલગીરી થયા જ કરતી હતી.

આ સિવાય, રાજાએ લખનૌમાં નવાં મકાનો બંધાવ્યાં હતાં

અને જૂનાં કેટલાંક સુધાર્યાં હતાં. પણ એ કામને તો 'બહુ જ ખર્ચાળ છે' એમ કહી તુચ્છકારી કાઢવામાં આવ્યું.

કંપનીના આ આરોપોના રદીઆ આપતાં મુસુદ્દીન નામનો એક મુસલમાન ઇતિહાસકાર લખે છે :

"અયોધ્યાના રાજાએ લગભગ દરેક ગામે ધર્મશાળા બાંધી હતી. મુસલમાની વખતમાં જે સરાઈ બાંધવામાં આવી હતી તે બધી સરાઇઓ કંપનીના સમયમાં પડું પડું થઇ રહી છે અને એ સરાઇઓ મુસાફરોનું વિશ્રામસ્થાન થવાને બદલે ચોર લૂંટારાનું આશ્રયસ્થાન થઇ પડી છે. આથી ઊલટું, કલકત્તા જેવા પાટનગરમાં પણ, મુસાફરો માટે એક પણ સરાઇ કંપનીએ બાંધેલી ન હોવાથી સેંકડો મુસાફરોને ટાઢ-તાપ અને વરસાદનાં કષ્ટો સહન કરવાં પડે છે અને રસ્તામાં જ રઝળીને રાતો ગાળવી પડે છે."

આ સ્થિતિ હોવા છતાં કંપની કયા મોઢે અયોધ્યાના નવાબને તેના રાજ્યમાં સાર્વજનિક કામો થતાં ન હોવાનું કહેતી હશે ?

રસ્તાઓ અને ધર્મશાળાઓ સિવાય ગરીબ લોકો રહેતા હોય એવાં ગામોમાં નવાબે દશ હજાર નવા કૂવા બંધાવ્યા હતા. તે ઉપરાંત, ખેડૂતો સુખી થાય એ દૃષ્ટિથી ગંગા અને ગોમતી વચ્ચે નહેર બાંધવાનું કામ પણ રાજાએ શરૂ કરાવ્યું હતું. પચાસ માઇલ લાંબી નહેર લાખો રૂપિયાના ખર્ચે તૈયાર થઇ રહી હતી ત્યારે કંપનીએ જાહેર કર્યું કે, ગંગા અને ગોમતી જોડાઇ જશે અને ગંગા જો તમારા પ્રદેશમાં વહેવા લાગશે તો તમારો પ્રદેશ અમારો થઇ જશે. બસ ! અયોધ્યાના લાખો રૂપિયા પર પાણી ફરી વળ્યું. રેસિડન્ટની ધારણા તો એ હતી કે, આવાં આવાં કામોથી રાજ્યની તિજોરી જો તળિયાંઝાટક થઇ જાય તો પછી રાજ્યને સુધારવાનાં

સાધન જ ખૂટી જશે એટલે પછી અયોધ્યા ખાલસા કરવા માટે સરસ બહાનું મળશે.

જ્યાં એક બાજુ વગોવાયેલા અયોધ્યાએ પ્રજાના કલ્યાણ માટે આટલાં વિવિધ સાર્વજનિક કામો કર્યાં હતાં, ત્યાં કંપનીએ માત્ર પોતાના લશ્કરી અમલદારોની સગવડ સચવાય એ દૃષ્ટિથી થોડાક રસ્તાઓ અને ડાક બંગલાઓ બાંધી પોતાની જાતને કૃતકૃત્ય માની હતી!

## (૬) ગુનાઓના આંકડા

અયોધ્યામાં ગુનાની સંખ્યા વધતી જતી હતી એ ફરિયાદમાં કેટલું વજુદ હતું તેનો પુરાવો નીચેના આંકડા જ આપી દે છે. પચાસ લાખની વસ્તીવાળા અયોધ્યા રાજ્યમાં ૧૮૪૮ થી ૧૮૫૪ સુધીમાં દર વરસે સરાસરી ૧૬૦૦ ગુનાઓ થતા હતા; ત્યારે અલાહાબાદ જે અયોધ્યાનો પાંચમા ભાગ જેટલો દેશ છે ત્યાં ૧૮૫૫ માં ૧૪૫૨ ગુનાઓ નોંધાયા હતા; અને બનારસ જે અયોધ્યાનો છઠ્ઠો ભાગ છે તેમાં ૧૮૫૫ માં ૮૦૦૪ ગુનાઓ એટલે કે અયોધ્યા કરતાં ચાર ગણા ગુનાઓ થયા હતા. બંગાળા જે અયોધ્યા કરતાં આઠ ગણો મોટો પ્રદેશ છે તેમાં એ વર્ષો દરમિયાન દર વર્ષે સરેરાશ લગભગ નેવું હજાર ગુનેગારો પકડાતા હતા!

આ ઉપરથી વાચકો પોતે જ નિર્ણય કરી લેશે કે કયું રાજ્ય સારું અને કયું રાજ્ય ભૂંડું હતું.

## (૭) જુલમો અને અત્યાચારો

અયોધ્યા ખાલસા કરવાનું તરકટ રચાયું ત્યારથી ત્યાં ખૂબ જુલમો ગુજારવામાં આવે છે એવી બાતમીઓ હમેશાં અપાતી એ આપણે આગળ જોઇ ગયા. એટલે આ નિવેદનમાં એ

સંબંધી ખૂબ લખાયું હોય એ સહેજે આપણે કલ્પી શકીએ. બાકી અગાઉ એક વાર આઉટ્રામે જ કબૂલ કર્યું હતું કે :

"જો અયોધ્યાની રૈયત ખરેખર જુલમ અને અત્યાચારથી કચડાઈ ગઈ હોત, તો તે જરૂર પાડોશમાં આવેલ બ્રિટીશ રાજ્યમાં વસવાટ કરવા ગયા વિના રહેત નહિ." અને અયોધ્યાની રૈયત રાજ્ય છોડીને પરરાજ્યમાં મોટી સંખ્યામાં કદી ગઇ જ ન હતી એ ઐતિહાસિક સત્ય છે.

ખરી વાત તો એ છે કે આ રાજાઓના અમલ દરમિયાન રાજ્યની વસ્તી ઘટી ન હતી, રાજ્યની ફળદ્રૂપ જમીન વેરાન થઈ ન હતી અને રાજ્યની આબાદી કાયમ જ રહી હતી.

આ ઉપરથી ખાતરી થાય છે કે આઉટ્રામનું આખું ય નિવેદન ઘણીખરી મુખ્ય બાબતોમાં તદ્દન ગલત અને હડહડતા જૂઠા આક્ષેપોથી ભરેલું હતું. અને આ આક્ષેપો કેટલા સાચા છે એની જરા પણ તપાસ કર્યા સિવાય એ નિવેદન પર આધાર રાખી અયોધ્યાનું રાજ્ય કંપનીએ પોતાના હાથમાં લઇ લેવાનો નિરધાર કર્યો.

## પ્રકરણ ૯ મું

## ડેલહૌસીનું તરકટ

ડેલહૌસીએ ૧૮૫૫ ના જુલાઇની ૩જી તારીખે ડિરેક્ટરોને અયોધ્યા સંબંધી ખરીતો મોકલી આપ્યો. તે ખરીતામાં ૧૮૩૭ના કોલકરારની વાતને જ ઉડાડી મૂકી હતી અને જણાવ્યું હતું કે, આથી ૧૮૦૧ના કોલકરાર હવેથી બંધ પડે છે અને અયોધ્યાની લશ્કરી અને મુલકી સત્તા કંપનીએ પોતાના હાથમાં લઈ લેવી જોઇએ. જો આ વિનંતિનો ડિરેક્ટરો સ્વીકાર કરશે તો "એ ફરજ ઉઠાવવા અને ભારે જહેમત તથા જવાબદારીનું કામ ઉપાડવા" ડેલહૌસીએ પોતાની ઇંતેજારી બતાવી હતી.

ગવર્નર-જનરલની કાઉન્સિલમાં જ્યારે આ પ્રકરણ ઉપર ચર્ચા શરૂ થઈ ત્યારે પીકૉક નામના ગૃહસ્થે વાંધો ઉઠાવ્યો. તેણે દલીલ કરી હતી કે નવાબને અયોધ્યાના રાજા તરીકે રહેવા જ દેવો જોઈએ અને રાજ્યની આવકનો બધો વધારો રાજ્યમાં જ વપરાવો જોઇએ: અને નહિ કે કંપનીના લાભમાં અયોધ્યાની ઉપજનો ઉપયોગ થવો જોઈએ. પણ સ્વાર્થ આગળ પીકૉકના વ્યાજબી વિરોધની પણ ક્યાંથી અસર થાય ?

કોર્ટ ઑફ ડિરેક્ટરે ૧૮૫૫ના નવેમ્બરની ૨૧ મી તારીખે ડેલહૌસીને લખી જણાવ્યું:

> " અમને લૉર્ડ ડેલહૌસીની કાર્યશક્તિ અને વિવેકબુદ્ધિ પર પૂરેપુરી શ્રદ્ધા છે. અને તેથી બીજી કાંઇ નવી સૂચનાઓ કરી આપ નેકનામદારના વિવેકપૂર્વક કરેલા નિશ્ચયને ડગાવવાના કામમાં પડતા નથી. અમને ખાતરી છે કે અનિવાર્ય પરિણામ લાવવામાં જે કંઇ રીત ગ્રહણ કરવામાં આવશે તેમાં કોઇ પણ માણસની લાગણી ન દુખાય એમ ઉદારતા વાપરવામાં આવશે. "

ઉપર મુજબ કોર્ટ ઑફ ડિરેક્ટરની અનુમતિ આવી એટલે તો ડેલહૌસી ખુશખુશ થઇ ગયો. તરત જ તેણે રાબેતા મુજબ અયોધ્યામાં રહેતા લશ્કરમાં ૧૩ હજારનું નવું લશ્કર વધાર્યું અને જો અયોધ્યાનો નવાબ કે પ્રજા કંપનીની સામે થાય તો તેને તરત જ દાબી દેવા માટેની બધી તૈયારીઓ તડામાર કરવા માંડી.

એ વર્ષે એટલે ૧૮૫૫માં તાબૂત અને દશેરાના તહેવારો એક જ દિવસે આવ્યા હોવાથી આખા હિંદુસ્તાનમાં, અને તેમાં ય ખાસ કરીને દિલ્હી, આગ્રા, અલાહાબાદ, અજમેર વગેરે શહેરોમાં તોફાનો થયાં હતાં. તેવાં જ તોફાનો લખનૌમાં પણ થયાં હતાં. એ તોફાનો દાબી દેવામાં આવ્યાં હતાં છતાં તેનો લાભ લઇને

લખનૌમાં પણ મોટું બ્રિટીશ લશ્કર, ભવિષ્યની લડાયક તૈયારી માટે, ગોઠવવામાં આવ્યું.

અંગ્રેજોની આ બધી લડાઇની તૈયારી જોઇને અયોધ્યાના નવાબને શંકા તો આવી હતી કે કાંઇ ભારે કારસ્થાન પોતાની વિરુદ્ધ ચાલી રહ્યું છે; પણ અયોધ્યાના વકીલને ગવર્નર-જનરલના દરબારમાં રાખવાની છૂટ ન હોવાથી છેલ્લી ઘડી સુધી એની કશી જ ખબર નવાબને ન પડી. છેવટે જ્યારે આઉટ્રામ લખનૌ છોડી કલકત્તા ગયો ત્યારે નવાબ તરફથી આસિસ્ટન્ટ રેસિડન્ટ કેપ્ટન હેપીસને પૂછવામાં આવ્યું કે, કાનપુરમાં આટલું બધું મોટું લશ્કર શા માટે ગોઠવવામાં આવ્યું છે? કેપ્ટન હેપીસે હસીને જવાબ આપ્યો કે, એ તો નેપાલ સરકાર નાનપરા જિલ્લા પર ચઢાઈ કરી રહી છે તેને કાબૂમાં રાખવા માટે કાનપુરમાં લશ્કર ગોઠવવામાં આવ્યું છે!

અયોધ્યાની રૈયત પણ આ લશ્કરથી ગભરાય નહિ તે માટે કેપ્ટન હેપીસે હાથીની સાઠમારીની રમતો ગોઠવવા સૂચના કરી. એક તરફ અયોધ્યા રાજ્ય પર આફતનાં વાદળાં ઘેરાતાં હતાં, ત્યારે બીજી બાજુએ કેપ્ટન હેપીસના પ્રમુખપણા નીચે સાઠમારીના ખેલો ખેલાતા હતા! આમ, અંગ્રેજો કશું કરવા ઇચ્છતા નથી, એવો ડોળ કરવામાં તેઓ ફાવ્યા.

તે દરમિયાન જનરલ આઉટ્રામ કલકત્તાથી પાછો આવી પહોંચ્યો. આવીને તરત જ એટલે ૧૮૫૬ના જાન્યુઆરીની ૩૦મી તારીખે તેણે નવાબના પ્રધાનને રૂબરૂ બોલાવી કહ્યું:

"બ્રિટીશ સરકાર અયોધ્યાનું રાજ્ય ખાલસા કરવાની ખ્વાહીશ રાખે છે. અને તોફાન કે ધીંગાણાં અટકાવવા મોટું લશ્કર ગંગા ઓળંગીને રાજધાનીમાં તરતમાં આવી પહોંચે છે....પણ હું ખાતરી આપું છું કે, નવાબ સાહેબ પર બ્રિટીશ રાજ્યની મીઠી નજર રહેશે!"

ખરેખર, આ સાંભળીને પ્રધાન તો દિગ્મૂઢ જ થઈ ગયો. અને તેને જીવનમાં એ કદી પણ સમજાયું નહિ કે, આખું રાજ્ય પડાવી લેવું અને જાહેર કરવું કે 'અમારી તમારા પર પૂરેપુરી મીઠી નજર રહેશે' એનો શું અર્થ!

મુખ્ય પ્રધાને આ બાબત રેસિડન્ટ સાથે ચર્ચા શરૂ કરી અને તે સમયના નવાબે રાજ્યમાં જે જે સુધારાવધારા કર્યા હતા તે ગણાવવા માંડયા. ત્યાં વચમાં જ આઉટ્રામ બોલી ઊઠયો કે અમે 'અનિવાર્ય પગલાં' ભરવાના નિશ્ચય પર આવી ગયા છીએ અને હવે એ સંબંધી રકઝક કરવી નકામી છે.

ઉપલી બીના જ્યારે નવાબે પોતાના મુખ્ય પ્રધાનને મોઢે સાંભળી ત્યારે તે તો ધોળો પૂણી જેવો ફિક્કો થઇ ગયો. આ પરિસ્થિતિમાં શું કરવું તે તેને સમજાયું નહિ. તે તદ્દન મુઝાઇ ગયો. હજીયે તેને બ્રિટીશ ન્યાયમાં વિશ્વાસ હતો અને તેથી તેણે પહેલી ફેબ્રુઆરીના રોજ એક કાગળ લખ્યો:

> "ગાદીનશીન થયા પછી બ્રિટીશ સરકારને માઠું લાગે એવું એક પણ પગલું મેં ભર્યું નથી. અને લૉર્ડ હાર્ડિંજ સાથે પત્રવ્યવહાર અને વાટાઘાટ થયા પછી તો, જમીનમહેસૂલ અને પોલિસખાતાનો સર્વ વહીવટ નવા સુધારા પ્રમાણે બદલવામાં આવ્યો છે. અને અત્યાર સુધી આપણી વચ્ચે જે કોલકરારો થયા છે તેને હમેશ માન આપવામાં આવ્યું છે; છતાં રાજ્ય ખાલસા કરવાનું પગલું સાચે જ નીતિ વિરુદ્ધનું છે."

પણ રેસિડન્ટે આ કાગળ પર જરાયે ધ્યાન આપ્યું નહિ. તેણે તો સાફ સાફ સંભળાવી દીધું કે સરકાર આ બાબતમાં તદ્દન મક્કમ છે અને એમાં કશો ફેરફાર કે વાટાઘાટ થઇ શકે એમ છે જ નહિ. વળી વધારામાં, તેણે લખી જણાવ્યું કે આ નવા કોલકરાર પર સહી કરવા માટે પણ ત્રણ દિવસથી વધારે મુદત ન આપવાની મને વડી સરકારે આજ્ઞા કરી છે!

# પ્રકરણ ૧૦ મું

## નવાબ પદભ્રષ્ટ

આટલી આટલી નાલેશીઓ કર્યા છતાં, આટલી થપડાકો લગાવ્યા છતાં, હજી કોણ જાણે શાથી નવાબને અંગ્રેજ કંપનીના ન્યાયમાં શ્રદ્ધા રહી હશે કે આવો હુકમ મળતાં તેણે પોતાના લશ્કરને વીખેરી નાખવાના અને સિપાઇઓની બંદૂકો લઇ લેવાના હુકમ કાઢયા–જેથી કંપનીને ખાતરી થાય કે નવાબ સામો થવા ઇચ્છતો નથી અને પોતાનો કેસ તેઓ ફરી વિચારે.

લશ્કર વીખેરી નાખવાનું અને સિપાઇઓની બંદૂકો લઈ લેવાનું તેનું આ પગલું ઘણા રાજાઓ અને જમીનદારોને છેક જ અણુઘટતું લાગ્યું. જમીનદારોની સહાયથી નવાબ એક લાખ માણસનું લશ્કર એકઠું કરી શકે એમ હતું, અને અયોધ્યાનો એકેએક સિપાઇ પણ પોતાના અન્નદાતાને માટે જાન આપવા કટિબદ્ધ થયો હતો, અને છેવટ સુધી ઝઝૂમવા તૈયાર હતો. વળી અયોધ્યા ઉપર જે બ્રિટીશ લશ્કર આવવાનું હતું તેમાં પણ અયોધ્યાના રહીશો ઘણા હતા અને તેઓ પણ પોતાના જાતભાઈ ઉપર સહેજમાં ગોળીબાર કરત નહિ. એટલે નવાબ જો ધારત તો પોતાના હક્કને ખાતર અને રાજ્યના તેમજ પ્રજાના રક્ષણને ખાતર મોટું લશ્કર એકઠું કરી કંપની સામે લડી શકત; પણ કંપનીના અને ઇંગ્લાંડની પાર્લામેન્ટના ન્યાયમાં–પ્રમાણિકતામાં વિશ્વાસ રાખીને તેણે પોતાના એ હક્કનો અને તકનો લાભ લીધો નહિ.

છેવટે, ૪ થી ફેબ્રુઆરીએ સવારે જનરલ આઉટ્રામ બીજા બે લશ્કરી અમલદારો સાથે સવારના આઠ વાગે રાજમહેલ પર પહોંચ્યો. તેણે તો ધાર્યું હશે કે રાજમહેલના અંગરક્ષકો હાથમાં

બંદૂકો લઇને તેનો સામનો કરવા તૈયાર ઊભા હશે; પણ ત્યાં તો લાઠીધારી સિપાઇઓને ઊભા રહેલા જોઈ તે ચકિત થઇ ગયો. નવાઇની વાત છે કે આ જોઇને પણ તેને રાજાની વફાદારી માટે માન થયું નહિ. તેણે રાજા સન્મુખ જાહેર કર્યું કે, ૧૮૦૧ નો કોલકરાર હવે રદ કરવામાં આવે છે અને સાત ઠરાવવાળા બીજા કોલકરાર પર સહી કરવા રાજાને વિનવ્યા. એ ઠરાવોમાં લખ્યું હતું કે પહેલાના કોલકરારમાંની ઘણી અગત્યની બાબતોનો ભયંકર ભંગ રાજાએ વખતોવખત કર્યો છે, તેથી હવેથી અયોધ્યાના રાજાની લશ્કરી અને મહેસૂલી સર્વ સત્તા ઇસ્ટ ઇંડિયા કંપનીને સોંપવામાં આવે છે.

આ શરતો સાંભળીને દુઃખ અને ક્રોધના આવેશમાં આવી જઇને રાજાએ પોતાનો દૃઢ નિશ્ચય જાહેર કર્યો કે આવી અપમાન-કારક શરતો પર હું હરગીજ મારા હસ્તાક્ષર નહિ કરું. એટલે રેસિડન્ટે જાહેર કર્યું કે જો ત્રણ દિવસમાં આ શરતો તમે કબૂલ નહિ કરો અને અમારી ઇચ્છાને આધીન નહિ થાઓ, તો હું પોતે અયોધ્યાનું રાજ્ય જપ્ત કરીશ.

અને જનરલ આઉટ્રામ પોતાના વચનને અક્ષરેઅક્ષર વળગી જ રહ્યો. તા. ૭મીએ કલકત્તામાં પહેલાંથી જ ઘડી રાખેલો ઢંઢેરો અયોધ્યામાં પીટાવવામાં આવ્યો કે "આજથી અયોધ્યાનું આખું રાજ્ય હમેશને માટે કંપનીના હાથમાં સોંપવામાં આવ્યું છે અને બ્રિટીશ સરકારે અયોધ્યા રાજ્યની તમામ વ્યવસ્થા પોતાના હાથમાં લીધી છે." આ ઢંઢેરો પીટાવ્યા બાદ ગવર્નર-જનરલ ઇન કાઉન્સિલની સલાહ પ્રમાણે અયોધ્યાનું રાજ્ય ચલાવવા ભારેખમ પગારના મોટા મોટા અમલદારોની નિમણૂંક કરવામાં આવી.

# પ્રકરણ ૧૧ મું

## રાજમાતાઓ રસ્તાની ભિખારણો

આ તરફ, નવાબને પદભ્રષ્ટ કરવાથી નવાબના સર્વે કારભારીઓ અને લશ્કરી અમલદારો નારાજ થયા. અંગ્રેજ સરકારે તેઓને ઘણા યે સમજાવ્યા, લલચાવ્યા, ધમકાવ્યા; પણ એક પણ અમલદારે અંગ્રેજ સરકારની નોકરી સ્વીકારી નહિ. સિપાઇઓની ભરતી કરવા માટે અંગ્રેજ સરકારે ચડી ગયેલો પગાર આપવાની લાલચ બતાવી, નાના કે ઘરડા સિપાઇઓની ઉમ્મરનો બાધ કાઢી નાખ્યો; પણ કોઇ સિપાઇ અંગ્રેજ લશ્કરમાં જોડાયો નહિ. એક ખાનદાન વયોવૃદ્ધ સુબેદારે તો એક અંગ્રેજ અમલદાર સમક્ષ જઇને પડકાર કર્યો:

"અમે અયોધ્યા રાજ્યના નવાબ અને તેના વડવાઓની ચાલીસ ચાલીસ વર્ષ સેવા કરી છે, તેનું નિમક ખાધું છે; તે હવે હરામ કરવા બીજા કોઇની સેવા નહિ જ કરીએ."

સિપાઇઓ જ્યારે રાજ્યના હુકમ વિરુદ્ધ વર્તવા લાગ્યા ત્યારે અંગ્રેજ સરકાર તેમને બંડખોર ગણી શિક્ષા કરવા લાગી. તેઓએ આ શિક્ષા પણ હસતે મોંએ સ્વીકારી લીધી, પણ પોતાની નેક અને ટેક ન જ ગુમાવી.

પોતાને થયેલા આ અન્યાયથી નવાબ ત્રાસી ગયો અને હતાશ થઇ ગયો. છેવટે તેણે ન્યાય મેળવવા વિલાયતની પાર્લામેન્ટમાં પોતાની ફરિયાદ રૂબરૂ નોંધાવવા ઇંગ્લાંડ જવા નિરધાર કર્યો અને ત્યાં જવા તેણે રેસિડન્ટની પરવાનગી માગી. નવાબ ઇંગ્લાંડ જાય એ તેમનાથી કેમ ખમાય? એટલે તેણે તેની અરજી પર ધ્યાન પણ આપ્યું નહિ; એટલું જ નહિ પણ, નવાબ ઇંગ્લાંડ જઇ પોતા વિરુદ્ધ ફરિયાદ ન કરી શકે તેટલા માટે નવાબના વિશ્વાસુ મુખ્ય પ્રધાન સૈયદ અલી નવાબખાનને પરહેજ કર્યો. આ પ્રધાને પોતાની ચાલીસ વર્ષની કારકીર્દિમાં અંગ્રેજ સરકારનો વિશ્વાસ

સંપાદન કર્યો હતો એ આપણે આગળ જોયું જ છે! મુખ્ય પ્રધાન રાજા બાલકૃષ્ણ અને વડા ચોપડા અમલદાર (હેડ રેકર્ડ કીપર) બાબુ પુરણ ગોવિંદ પાસેથી, તેઓ કદી નવાબ સાથે વિલાયત નહિ જ જાય એવા જામીનપત્ર લખાવી લીધા!

આ રીતે રાજા પોતાનો કેસ સાબીત કરવા જઈ ન શકે એ હેતુથી તેના હાથપગ ભાંગી નાખવામાં આવ્યા. અરે! આટલેથી જ રેસિડન્ટની નીચતાનો અંત આવ્યો નહિ. નવાબનું ઘરકામ કરતા સેવકોને–બાવીસ ખવાસોને પણ કેદમાં નાખવામાં આવ્યા!

આમ નહિ ફાવ્યા ત્યારપછી તેમણે જનાનખાના તરફ દૃષ્ટિ ફેરવી. નવા થયેલા કોલકરાર પર નવાબ પાસે સહી કરાવી આપવા તેણે રાજમાતાને દર વર્ષે એક લાખ રૂપિયાનું વર્ષાસન બાંધી આપવાની લાલચ બતાવી. પણ એ તો બહાદુર રાજમાતા હતી. એણે એ લાખ રૂપિયાના વર્ષાસનને લાત મારી.

હવે અંગ્રેજોએ પોતાનું ખરું પોત પ્રકાશ્યું. જ્યારે રાજમાતાએ કોઈ પણ લાલચથી ન ફસાતાં ધસીને ના પાડી ત્યારે અંગ્રેજો ચીડાયા અને રાજમાતા તથા બીજી રાણીઓને રાજમહેલમાંથી જોરજુલમથી બહાર કાઢવાનાં ફરમાન છૂટયાં. તેમને રાજમહેલમાંથી બહાર કાઢવામાં આવ્યાં–કહો કે બહાર ફેંકવામાં આવ્યાં! તેમના મોભાને છાજે એવી વર્તણૂક ચલાવવાને પણ એ અંગ્રેજોને ન સૂઝયું. રાણીઓના દરદાગીના, રાચરચીલાં વગેરે સર્વ સામાન બહાર ફેંકી દેવામાં આવ્યો.

જ્યાં આખું રાજ્ય જ પચાવી લેવાની વાત આવી પહોંચી હોય ત્યાં અગાઉના એક રાજાએ ભવિષ્યમાં ખરાબ સમય આવતાં રાણીઓને વર્ષાસન મળ્યા કરે એવા દીર્ઘદૃષ્ટિપૂર્વકના હેતુથી એક મોટી રકમ કંપની સરકારને સુપરત કરી હોય તે રકમ અંગ્રેજ પચાવી પાડે એ કાંઇ બહુ મોટી વાત છે? એટલે ગઈ કાલની રાજરાણીઓ અને રાજમાતાઓ આજે રસ્તાની ભિખારણો બની ગઇ!

## પ્રકરણ ૧૨ મું

## રાજામાંથી ફકીર

હવે રાજાની તેમણે કેવી નાલેશી કરી એ પણ સાથે સાથે આપણે જોઇ લઇએ અને અંગ્રેજ સરકારની તે સમયની નિષ્ઠુરતાનું માપ પણ કાઢી લઇએ. રાજ્યમાં નવાબનો કશો અધિકાર નથી એ તમામ રૈયત જાણે તેટલા સારુ રાજાના હાથીઓ, અરબી-ઇરાની ઘોડાઓ, બગીઓ, પાળેલા કૂતરા, ઊંટ, ટટ્ટુ વગેરેને પાણીને મૂલે લીલામ કરી વેચી નાખવામાં આવ્યાં. નવાબ પોતે જે પોષાક સજી લડાઈમાં ઊતરતા તે સઘળો પોષાક, બખ્તર, તલવારો વગેરે સર્વે હથિયારો પણ અંગ્રેજોએ ફના કરી નાખ્યાં. રાજમહેલ, રાજબગીચા, સંગ્રહસ્થાન, દરદાગીના, ઝવેરાત, રાચરચીલું, કોઠાર, તબેલા-દરેકે દરેક વસ્તુ ગણી ગણીને નવાબ પાસેથી છીનવી લેવામાં આવી અને રાજાની હાલત રસ્તા પરના ફકીર જેવી કરી મૂકી !

આ તરફ જ્યારે નવાબે અંગ્રેજ સામે ઝઝૂમવાને બદલે તેને વશ થવાની પોતાની પ્રજાને આજ્ઞા કરી, અને પોતે કંપનીના આ અણછાજતા જુલમ સામે પગલાં લેવા માટે કલકત્તા અને ત્યાંથી ઈંગ્લાંડ જવાની ઇચ્છા પ્રદર્શિત કરી ત્યારે રૈયતની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ પડવા લાગ્યાં. સ્ત્રીઓ અને પુરુષો, બાળકો અને વૃદ્ધો, સાજા અને માંદા બધા રાજાની સ્વારીમાં, જો કે આજે તો તે રાજા મટી ફકીર થઇ ગયો હતો છતાં, કાનપુર સુધી અને સેંકડો તો કલકત્તા સુધી સંઘાતમાં સાથે ગયા હતા.

આમ રામની અયોધ્યાની પ્રજાએ પોતાના રાજાની પાછળ પાછળ જઇ પોતાના રાજા પ્રત્યેની સંપૂર્ણ વફાદારી જાહેર કરી.

સો વરસ સુધી જે કંપની સાથે અયોધ્યા રાજ્યને “ દૃઢ મૈત્રી અને હિલોળાની ભર્યો સંપ ” રાખવાના કરાર થયા હતા; જે કંપનીને બર્મા, નેપાલ, પંજાબ, મૈસુર અને મરાઠા યુદ્ધો વખતે અણીને ટાંકણે કરોડો રૂપિયાની અને હજારો માણસોની અયોધ્યા રાજ્યે મદદ કરી હતી; જે કંપની તરફ સેંકડો ગોરા નૌજુવાનોને ઊંચી મોભાદાર પદવીઓ અને ‘કરીઅર’ આપવા અયોધ્યાએ પોતાનો માયાળુ હાથ લંબાવ્યો હતો તે જ કંપનીએ અયોધ્યા રાજ્યને ચૂસી ચૂસીને તેની તિજોરી ખાલી કરી, તેની સત્તા તોડી નાખી અને છેવટે આખું રાજ્ય પચાવી લીધું—ઓહિયાં કરી લીધું ! આવો નગુણાનો દાખલો દુનિયાના ઇતિહાસમાં મળવો દુર્લભ છે.

અયોધ્યાને ખાલસા કરવાના કામને ‘ લૂંટફાટની ટોચ ” તરીકે અંગ્રેજઇતિહાસકારોએ જે વર્ણવ્યું છે તે અક્ષરેઅક્ષર સાચું છે.

આમ છળકપટ, પ્રપંચ, અપ્રમાણિકતા, વગેરે વાપરીને અંગ્રેજોએ અયોધ્યા ઓહિયાં કર્યું—અરે, એવાં જ સાધનોથી આખું હિંદ અંગ્રેજોએ કબજે કર્યું અને છતાં તેઓ દુનિયાને અંધ માનીને જાહેર કરે છે કે અમે હિંદ તરવારના બળથી જીત્યું છે !! હિંદ તરવારના બળથી જીત્યું છે કે નહિ એ અહીં જણાવવાનું અપ્રસ્તુત છે; છતાં એ તો દીવા જેવું ચોખ્ખું છે કે અયોધ્યા તો અંગ્રેજોએ તરવારના બળથી નથી જ જીત્યું, પણ છળકપટ અને પ્રપંચથી જ ઓહિયાં કર્યું છે !